

श्रीः ।

# ईशोपनिषद्.

## ( तथा ब्रह्म-स्वरूप-निबंध )



એનો ગુજરાતીમાં અનુવાદ કરનાર

નારાયણ દલપતરામ ભગત,

છોટા-ઉદેપુર.



સને ૧૯૧૮. સંવત, ૧૯૭૪.

श्रीः ।

# ईशोपनिषद्.

## ( तथा ब्रह्म-स्वरूप-निबंध )



એનો ગુજરાતીમાં અનુવાદ કરનાર

**નારાયણ દલપતરામ ભગત,**

છોટા-ઉદેપુર.

મુંબાઈ "નિર્ણયસાગર" મુદ્રાલયમાં મુદ્રિત.

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦

સને ૧૯૧૮. સંવત, ૧૯૭૪.



Published by Narayan Dalapatram Bhagat, Khádiá,
Dholeshwar Mahádev, Ahmedabad.

Printed by Ramchandra Yesu Shedge, at the Nirṇaya-ságar
Press, 23, Kolabhát Lane, Bombay.

## અર્પણ-પત્રિકા



અ૦ સૌ૦ શ્રીમન્તાં **સમજકુંવર બાસાહેબ**,
છોટા-ઉદેપુરના શ્રીમન્ત નેક નામદાર
શ્રીફતેહસિંહજી મહારાજ સાહેબનાં
પટરાણી, જેઓ પોતાની પ્રજા પ્રતિ
વિવેક, દયા, ઉદારતા, સુજનતાદિ
ગુણો વડે સર્વ-માન્ય થયાં હતાં,
ને જેઓ જુવાન વયે સદ્ગત
થયાં છે, તેમના સ્મરણાર્થે
આ યથામતિ લખેલું નાનકડું
પુસ્તક સપ્રેમ અર્પણ કરૂં છું.

લિ. સેવક,

**ના. દ. ભગત.**

# બે બોલ.



ગુજરાતી ભાષામાં સર્વ-માન્ય ઉપનિષદોનો અનુવાદ થઈ ગયેલ છે, પણ તે શાસ્ત્રીય રીતે હોવાથી સામાન્ય મનુષ્યો તેનો લેવો જોઇએ, તેવો લાભ લેઈ શકતા નથી, એવો અનુભવ હોવાથી, થોડું ભણેલા સાધારણ મતિવાળા માણસો પણ તે વાંચી શકે, ને તે તરફ તેમની રૂચિ વધારે ને વધારે થાય, ને તેમાં આવેલ બોધ જે ધરાર સત્ય ને નિર્મલ છે, તે ગ્રહણ કરવાને સમર્થ થાય, ને પોતાનું વ્યાવહારિક ને પારમાર્થિક કલ્યાણ સાધવાને સમર્થ બને, એવા વિચારથી આ લઘુ પુસ્તક તૈયાર કર્યું છે.

આ પુસ્તક વાંચેથી જણાશે કે, બને તેમ દરેક મંત્રમાં કંઈ ને કંઈ બોધ દેવા ઉપર ખાસ નજર રાખી છે, ને બને તેટલી ભાષા પણ સરલ રાખી છે. આ અનુવાદ લખવામાં આર્ષગ્રન્થાવલિનો ઘણો ઉપયોગ કર્યો છે. સર્વ ઉપનિષદોનું પૂરી રીતે રહસ્ય હાથ લાગવું કઠણ છે, તેમાંએ આ ઉપનિષદ્નો ભાવ સર્વથી ગૂઢ રહેલો છે, એમ સર્વ વિદ્વાનો એકમત છે તેથી, અને પુસ્તક લખવાનો આ મારો પ્રથમ પ્રયાસ છે તેથી, એમાં જે ભૂલચૂક જણાય, તે દરગુજર કરવા વાચકોને વિનંતી છે.

આ પુસ્તક છોટા ઉદેપુરના શ્રીમન્ત નેક નામદાર શ્રી ફતેહસિંહજી મહારાજ સાહેબે પોતાનાં કૈલાસવાસી પટરાણીજીના પુણ્ય નિમિત્તે પોતાની પ્રજામાં મફત વહેંચવા માટે છપાવી પ્રકટ કરાવ્યું છે, તે માટે તેઓ શ્રીમન્તનો અન્તઃકરણથી ઘણો ઘણો ઉપકાર માનું છું. આવાં અન્ય આત્મવિષયક પુસ્તકો છપાવી લોકોમાં તેનો પ્રચાર કરવાની ઘણી આવશ્યકતા છે, તે વખતો વખત ધ્યાનમાં લેઈ તેવા સુમાર્ગમાં દાન કરવાની પ્રવૃત્તિની શુભ વૃત્તિ શ્રીજગતપિતા પરમેશ્વર એઓશ્રીના ઉદાર હૃદયમાં અર્પો એવી પ્રાર્થના છે.

જેવી રીતે બાયબલ સોસાયટી દ્વારા પોતાના ધર્મના પ્રચાર માટે ખ્રિસ્તી ધનાઢ્યો હમેશ લાખોની ખોટ ખમતા આવ્યા છે, તેવી રીતે થોડી ઘણી પણ ખોટ ખમીને આ દેશના રાજાઓ, અગ્રેસરો, ધનવાનો અને ધર્મ-ગુરૂઓ પોતપોતાને પસંદ પડે એવાં ઉપકારક વિષયોનાં પુસ્તકોનો ગરીબ ભારતસંતાનમાં પ્રચાર કરવાની જરૂર સમજશે નહિ, ત્યાં સુધી દેશોદયની અને ધર્મ-વૃદ્ધિની વાતો એ વાતોના જ રૂપમાં રહેશે.

દેશમાંનો ધનિક વર્ગ જ્યાં સુધી આવી દેશકાળને અનુ-સરતી અનેક પદ્ધતિઓ નહિ સમજી શકતાં, માત્ર ગાડરીઆ પ્રવાહની પેઠે દાનની ચાલી આવતી રીતો, જેમાંની કેટલીક તો હાલને સમયે ઉપકારને બદલે અપકાર કરનાર જણાય છે, તેને વળગી રહેશે, ત્યાં સુધી આ દેશમાં ઉંડી જડ ઘાલી બેઠેલા અજ્ઞાનાંધકાર અને તેની સંતતિરૂપ દુઃખ, દુર્ગુણાદિરૂપ અંતરાયો દૂર થવા અશક્ય જ છે.

મહાધુરંધર ઋષિમુનિઓથી સ્થાપિત અનુપમ સનાતન આર્યધર્મની અત્યુત્તમ આજ્ઞાઓનો બોધ દેનાર અને વ્યવહાર તથા પરમાર્થ ઉભયને ઉત્તમ રીતે સાધવાનો સરલ માર્ગ સ્પષ્ટ રીતે દર્શાવનાર ઉપનિષદોને ગ્રહણ કરીને પ્રત્યેક આર્ય-સંતાન પોતાના હાથને પવિત્ર કરે, પાઠ કરીને વાણીને પવિત્ર કરે, અને તેનું રહસ્ય સમજીને હૃદયને પવિત્ર કરે, અને તેને પરિ-ણામે તે બુદ્ધિશાલી, પરાક્રમી, નમ્ર, પરોપકારી, દેશ-ભક્ત અને રાજ્ય-ભક્ત બને, એટલા માટે ઉપનિષદોનો બહોળો પ્રચાર કરવા જેવું બીજું એક પણ અધિક પુણ્ય નથી. મહા-પ્રભુના લાડીલા લક્ષ્મી-પુત્રો, તમારા હાથ એ માર્ગે ધન વાવરીને પવિત્ર કરો, અને એક ખરા પરોપકારને માર્ગે તમારા દ્રવ્યની સાર્થકતા કરીને આ લોક તથા પરલોકમાં કીર્તિ અને સુખના ભાગી થાઓ.

છોટા ઉદેપુર.<br>
વિજયાદશમી, સંવત ૧૯૭૩. } નારાયણ હ. ભગત.



तत् सत् परमात्मने नमः ॥

# ॥ ईशोपनिषद् ॥

**ईशावास्यमिदं सर्वं यत्किञ्च जगत्यां जगत् ।**
**तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्यस्विद् धनम् ॥ १ ॥**

**અર્થ—જગત્યાં**=ત્રણે લોકમાં, **યત્**=જે, **કિંચ**=કંઈ, **જગત્**=ગતિવાળી વસ્તુ છે, **इदं सर्वं**=તે સર્વમાં, **ईशावास्यं**=ઈશ્વર વ્યાપ્ત રહેલો છે. **तेन**=તે વસ્તુને, **त्यक्तेन**=ઈશ્વરને સમર્પણ કરીને, ચિત્તની આસક્તિ છોડીને, **भुञ्जीथाः**=ભોગ કર **कस्यस्विद्**=કોઈના, પરાયા, **धनं**=ધનની, **मा गृधः**=લાલચ રાખ નહિ.

**વિવેચન**—આ સૃષ્ટિમાં જે કંઈ સ્થાવર જંગમ પદાર્થ છે, તેના અણુ અણુમાં પરમાત્મા વસેલો છે, કોઈ સ્થાન ઈશ્વરના સ્વરૂપથી ખાલી નથી, એવી આપણી દૃષ્ટિ રાખવી જોઇએ. તેથી હે જીવ, તું સદા પોતાના ધર્મયુક્ત પુરુષાર્થ વડે મેળવેલા પદાર્થોનો તેમાં આસક્તિ રાખ્યા વગર, નિષ્કામ ભાવથી ભોગ કર. અન્યાયથી વા લાલચથી પરાયા ધનાદિ પદાર્થ લેવાની ઈચ્છા કરીશ નહિ, કારણ તે બધા પદાર્થો અનિત્ય છે.

આ મંત્રમાં પ્રથમ ઈશ્વરના સ્વરૂપનો ઉપદેશ છે તે આ પ્રમાણેઃ—

અહિં પરમાત્માનો વાચક શબ્દ **ईश** છે, તેથી જે બાબત પ્રકટ થાય છે તે એ છે કે, એ શાસન કરનાર છે અને આ

જગત્ એનું પ્રશાસનીય ( અમલ કરવાની ચીજ ) છે, પરમેશ્વર સર્વને વશ રાખનાર છે, ઘટ ઘટમાં, અણુ અણુમાં, તે વ્યાપક રહેલો છે, તેના વિના કોઈ તલભાર જગ્યા ખાલી નથી. જો પરમાત્મા સત્ય છે, તો એનું શાસન પણ સત્ય છે. વળી જગત્ ભ્રાન્તિ કહી શકાય નહિ. જો રાજા સત્ય છે, તો એનું રાજ્ય તથા એની પ્રજા ભ્રાન્તિ નથી. જો રાજ્ય તથા પ્રજા કલ્પિત છે, તો રાજા પણ નિઃસંદેહ કલ્પિત છે. જ્યાં સુધી કોઇ વસ્તુ રાજાના વશમાં ન હોય કે જેના પર એ શાસન કરી શકે અને જેનો નિયન્તા બની શકે, ત્યાં સુધી **ईश** શબ્દનો પ્રયોગ પણ થઈ શકે નહિ. બ્રહ્મ શબ્દ અને આત્મ શબ્દ પણ પરમાત્માના વાચક છે, પણ **ईश** શબ્દ જગત્‌ની સાથે એનો શાસ્ય-શાસક-ભાવ બતાવે છે, માટે અહિં **ईश** શબ્દ બીજા શબ્દોની અપેક્ષાએ વધારે અનુરૂપ છે.

**બીજું**—જગત્‌ના સ્વરૂપનો ઉપદેશ છે તે આ પ્રમાણે—જગત્ શબ્દ ધ્યાન આપવા જોગ છે. ત્રણે લોકમાં જે કંઈ વસ્તુ છે, તે બધી **गति ( क्रिया )** વાળી છે. જે પદાર્થ આપણે સ્થિર જોઇએ છીએ, તે ખરી રીતે સ્થિર નથી. એનો એકે એક અવયવ પ્રતિક્ષણ ગતિમાં છે, તેથી કરીને એમાં અનેક પ્રકારનાં પરિવર્તન થયાં કરે છે. કઠિનમાં કઠિન પત્થર પણ કેટલેક કાળે ભાગી જાય એવો પોચો થઈ જાય છે. આ એના અવયવોની પ્રતિક્ષણ ગતિનો જ પ્રભાવ છે. આ સિદ્ધાંત યુરોપવાસીઓની અઢીસે વર્ષોની પૂર્વે જાણમાં ન હતો, પણ આર્યાવર્તમાં આ સિદ્ધાત વૈદિક સમયથી જાણેલો ચાલુ આવેલો છે, અને સહસ્ર વર્ષો પહેલાં સાંખ્યકારોએ આ નિયમનો વિશેષ પ્રચાર કર્યો હતો. સાંખ્યનો સિદ્ધાન્ત છે કે, **चलं हि गुणवृत्तम्**—એટલે ક્રિયા કરવી એ ગુણનો સ્વભાવ જ છે. સાર એ નીકળયો કે, આ સંસારના ભોગ્ય પદાર્થો વિકારી, વિનાશી, ક્ષણિક છે, ને નિત્ય નથી. **जगती**નો સામાન્ય અર્થ **पृथिवी** થાય છે, પરંતુ વેદોમાં **पृथिवी** અને એના પર્યાય-વાચક શબ્દો **त्रणे लोकना** અર્થમાં વપરાય છે.

હવે ત્રીજા પાદમાં ભક્તિનો ઉપદેશ છે અને ચોથા પાદમાં વૈરાગ્યનો ઉપદેશ છે. જે પદાર્થને આપણે પોતાના સમજીને ભોગવીએ છીએ અને જેમાં આપણે મમતા રાખીએ છીએ, તે પદાર્થ માત્ર પરમાત્માને સમર્પણ કરીને, એટલે અહંતા મમતાનો ત્યાગ કરીને, ફલાભિસંધિ ( ફળ મેળવવાની આશા ) તજીને ભોગવવા જોઇએ, કારણ આ ધનાદિ પદાર્થ બીજા કોઈના નથી, તે કેવળ પરમાત્માના છે, માટે એ ધનાદિ પદાર્થને પોતાના આયુષ્યનો ઉદ્દેશ બનાવવો અને એની તૃષ્ણામાં રાતદિવસ ભટકતા ફરવું, એ આ અમૂલ્ય જીવનને એળે ગાળવાનું છે. ખરી રીતે એ કોઇનો થયો નથી, ને થવાનો પણ નથી. એની મૈત્રી મેઘની છાયા તુલ્ય છે. જે વસ્તુ હમેશને માટે આપણી પાસે રહે તે વસ્તુ આપણી છે. તો સર્વ પદાર્થ એને સમર્પણ કરો, કે જે યથાર્થ એનો સ્વામી છે, એટલે એ પદાર્થનાં હાનિ-લાભમાં તમને કંઈ હર્ષ-શોક થશે નહિ અને તમારૂં હૃદય હિમાલય જેવું અકંપ્ય બની રહેશે.

એક મહાશય નામે ધારેશ્વરજીએ ઉપલા અર્થને મળતો આ મંત્રનો અર્થ સુલલિત સંસ્કૃત-ભાષામાં લખેલો છે, તેનો અનુવાદ અહિં આપવો ઉચિત લાગવાથી લખવામાં આવે છેઃ—

**जगत्यां**=ત્રણે લોકમાં, **यत् किंच**=જે કંઈ, **इदं**=દશ્ય, જ્ઞેય, ભોગ્ય, ઐશ્વર્ય સાધનવાળી, **सर्वं**=સરણશીલ સંપૂર્ણ, **जगत्**=ગતિવાળી, પરિણામવાળી ચલ, વિકારી, અનિત્ય, ક્ષણભંગુર વસ્તુ છે તેમાં, **ईशावास्यं**=પરમ જ્ઞાન-સામર્થ્ય-ઐશ્વર્ય-નિધિ પરમાત્મા વ્યાપ્ત-વ્યવસ્થિત છે. **तेन त्यक्तेन**=તે પરમેશ્વરે આપેલી વસ્તુ વડે, તે પરમેશ્વરની વ્યવસ્થાવડે મળેલી વસ્તુ વડે, ઈશ્વર-સ્વામિક વસ્તુઓનું દાન-પ્રચાર કરીને, એ પદાર્થોમાં આસક્તિ છોડીને, અનાસક્ત થઇને, દાનશીલ થઈ, વૈરાગ્ય વડે, નિષ્કામ કર્મ-પરાયણતા વડે શરીર-યાત્રા, ભોગ, વ્યવહાર, પ્રપંચ-સિદ્ધિ, પ્રાણધારણ, નિર્વાહ કરતો રહી, હે માનવ, **भुञ्जीथाः**=વિજ્ઞાન પ્રાપ્ત કરી લે. **मा गृधः**=તૃષ્ણા-એષણા, આસક્તિથી દૂર રહે, કારણ કે, **कस्य**=આનંદકંદ પરમાનંદ પરમાત્માના, **स्वित्**=જ, નિશ્ચય,

ખરેખર, સર્વ, **धनं**=ધારણ પોષણ કરનાર, ભોગ્ય સમસ્ત સૃષ્ટિના પદાર્થ છે, તારા નથી.

**તાત્પર્ય**—સંસારની સર્વ વસ્તુઓનો સ્વામી સર્વ વ્યાપક ઈશ્વર જ છે, એકદેશી જીવ નહિ. સદા સંસરણશીલ હોવાથી એ **संसार**=કહેવાય છે, અને નિરંતર ગતિશીલ હોવાથી **जगत्** નામ પડ્યું છે. આ પ્રમાણે નિરંતર સંસરણ પરિવર્તનશીલ, સદા ગતિમત્ જગત્માં કોઈ પદાર્થ ખરી રીતે આપણા જીવોનો હોઈ શકે નહિ, કારણ જીવ અણુ, એકદેશી પરિચ્છિન્ન અનીશ છે.

જીવ કોઈ વસ્તુનો વાસ્તવિક સ્વામી નથી, પણ સ્પૃહણીયમહિમા, નિરતિશયૈશ્વર્યગરિમા, પરમોદાર ગુણગણવરિમા, નિરપેક્ષ ન્યાયધરિમા, નિખિલભૂતભવદ્ભવિષ્યદ્ભુવનભરિમા, સમસ્ત દુરિતતાપ-ત્રયપાપ્માપહરિમા, નિઃસીમ જ્ઞાનબળવીર્ય નિસર્ગ નિયમજનિમા, પ્રકૃષ્ટપ્રેમ દયાનંદમધુરિમા, રૂચિરદ્યુતિ નિર્મલ સ્વરૂપધવલિમા એવો પરમાત્માજ સમસ્ત સૃષ્ટિના સમસ્ત પદાર્થોનો સ્વામી છે. વેદમાં કહ્યું છે કે—

**प्रजापते न त्वदेतान्यन्यो विश्वा जातानि परि ता बभूव ॥**
**यत्कामास्ते जुहुमस्तन्नोऽअस्तु वयं स्याम पतयो रयीणाम् ॥**

ऋ० ૧૦-૧૨૧-૧૦.

**અર્થ**—**प्रजापते**=હે સર્વભૂતપ્રભો, સકલલોક-પાલક, નિખિલવિશ્વ-ચાલક, સમસ્ત જગત્ સ્વામિન્ પરમેશ્વર, **त्वत्अन्यः**= તારા સિવાય બીજો કોઈ, **एतानि**=આ, પ્રત્યક્ષ, સ્થૂલ, વર્તમાનકાલીન અને, **ताः**=તે, પરોક્ષ, સૂક્ષ્મ, ભૂતભવિષ્યત્કાલગોચર, એટલે દૃષ્ટાદૃષ્ટ, વ્યક્તાવ્યક્ત, દૃશ્યાદૃશ્ય, ભૂતવર્તમાનભવિષ્ય, **विश्वाः** =સર્વ, વ્યાપ્ય, **जातानि**=વિકારશીલ, ઉત્પત્તિ વિનાશ ધર્મક વસ્તુઓનો, **न परिबभूव**=વ્યાપક હોઈ શાસન નિયમન કરનાર નથી, સર્વત્ર સર્વદા સર્વથા અધિષ્ઠાતા નથી, પણ આપજ એક અદ્વિતીય પ્રભુ વિભુ ઈશ્વર સમસ્ત વિશ્વના છો, તેથી કરીને, **यत्कामाः**=જે જે વસ્તુની અમને કામના હોય છે, તે તે વસ્તુ માટે, **ते जुहुमः**=આપની ઉપાસના અમે જ્ઞાન-પ્રયત્ન-ભક્તિ-પૂ-

વેક કરીએ છીએ. તે તે વસ્તુ આપના અનુગ્રહથી પામીને, **वयं**=અમે લોક, સમસ્ત પ્રાણી જીવ, **रयीणां**=રમણીય, શ્રેયસ્કર, અભ્યુદય હેતુક, આનંદપ્રાપક, મોક્ષમાર્ગોપદર્શક પદાર્થોના, **पतयः**=પાલન કરતા, રક્ષક, **स्याम**=થઈએ. આ મંત્રના પૂર્વાર્ધમાં એકમાત્ર પરમેશ્વર જ સમસ્ત વિશ્વનો સ્વામી છે, એમ સ્પષ્ટ ઉપદેશ છે, અને ઉત્તરાર્ધમાં જીવોનું અનીશત્વ સ્પષ્ટ રીતે પ્રતિપાદિત છે, તેથીજ **वयं स्याम**=અમે થઈએ, એમ કહ્યું છે, એટલે અમે પતિ નામ સ્વામી, પાલક નથી, એમ કહ્યું છે. આ અર્થ જણાવવાને જ **स्याम** રૂપ વાપર્યું છે. ૧.

**कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः ।**
**एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥ २ ॥**

**અર્થ—इह**=અહિંઆ, **कर्माणि**=કર્તવ્યકર્મો, **कुर्वन् एव**=અવશ્ય કરતાં રહી, **शतं समाः**=સો વર્ષો સુધી, **जिजीविषेत्**=માણુસે જીવવાની ઈચ્છા રાખવી. **एवं**=એવી રીતે, નિષ્કામ ભાવથી કર્મ કરતાં રહેવાથી, **त्वयि नरे**=તું જે નર એટલે નેતા-પ્રધાન-વરિષ્ઠ છે, તેને, **कर्म**=કરેલું કર્મ, **न लिप्यते**=બંધન કરનાર થશે નહિ. **इतः अन्यथा**=આ સિવાય, બીજી રીતે એટલે કર્મનો ત્યાગ કરવાથી, **अस्ति**=જેથી કર્મનો લેપ ન લાગે એવો બીજો કોઈ રસ્તો નથી.

**વિવેચન**—આમાં વરિષ્ઠમાં વરિષ્ઠ પુરુષને પણ કર્મ કરવાની આજ્ઞા છે, તો સામાન્ય લોકોની વાત જ શી કરવી? કર્મ તજવાથી કર્મ-બંધન છૂટતું નથી, પણ નિષ્કામ ધર્માનુસાર પરોપકારનાં કર્મો કરવાથી અન્તઃકરણ શુદ્ધ થઈ શાંતિ પ્રાપ્ત થાય છે, માટે માણુસે જીવતાં સુધી કર્મનો ત્યાગ કરવો નહિ. કર્મોનો પરિત્યાગ કરી નિદ્રા અને તંદ્રામાં જીવન ગાળવાનો કદિ વિચાર સરખો કરવો નહિ, પણ કર્તવ્ય સમજી ઈશ્વરાર્પણ બુદ્ધિથી કર્મ કરવું જોઈએ. ફળની લાલચ મૂકી દેવી એમાં વીરતા છે. અહંતામમતાના ત્યાગપૂર્વક ફલાસક્તિથી રહિત કર્મ માણુસને બંધનમાંથી બચાવે છે. કર્મના બંધનમાંથી બચવાને આ સિવાય બીજી

કોઈ યુક્તિ નથી, માટે યોગ્ય વાત એ છે કે, સકામ શુભ કર્મોના સેવન વડે અશુભ કર્મોનાં બંધન દૂર કરો, અને પછી નિષ્કામ કર્મોના અનુષ્ઠાન વડે સર્વ પ્રકારની તૃષ્ણાનાં બંધનોને દૂર કરો. આ બે મંત્રો બ્રહ્મવિદ્યાનાં સૂત્ર-ભૂત છે.

માણસનું મન પ્રતિક્ષણ કંઇને કંઇ સંકલ્પ કર્યા જ કરે છે. જો તે સંકલ્પ શુભ નહિ હોય, તો અશુભ હશે, અને નિષ્કામ નહિ હોય તો સકામ હશે. ગીતામાં કહ્યું છે કે:—

૧=પુરુષ કર્મનો આરંભ નહિ કરીને નિષ્કામ ભાવને (જ્ઞાનને) પ્રાપ્ત થતો નથી, અને કેવળ કર્મનો ત્યાગ કરવાથી સિદ્ધિને (મોક્ષને) પ્રાપ્ત થતો નથી. ૩–૪;

૨=કર્મ કર્યા વિના ક્ષણવાર પણ કોઈ પ્રાણી રહેતું નથી. દરેક જણ, પ્રકૃતિસિદ્ધ ગુણો વડે પરવશપણે, કામમાં જોડાય છે. ૩–૫;

૩=તેથી કરીને ફલ-કામના-રહિત કર્તવ્ય કર્મોનું આચરણ કરવું જોઈએ. ઈશ્વર-પ્રીત્યર્થે કર્મ કરવાથી સત્ત્વ-શુદ્ધિ અને જ્ઞાન-પ્રાપ્તિ થઈ પુરુષ મોક્ષ મેળવે છે. ૩–૧૯;

૪=કેવળ કર્મો વડે જનકાદિ શુદ્ધ ચિત્ત થઈ જ્ઞાનરૂપ સિદ્ધિને પામ્યા છે. ૩–૨૦;

૫=તારો કર્મમાંજ અધિકાર છે, કદાપિ ફળમાં નથી. તું કર્મોનાં ફળનો હેતુ થા નહિ, અને તે સાથે અકર્મમાં કદિ આસક્તિ રાખીશ નહિ. ૨–૪૭.

૬=સમત્વ બુદ્ધિયુક્ત મનીષી પુરુષ, કર્મનાં ફળનો ત્યાગ કરીને, જન્મ-બંધથી મુક્ત થઈને અનામય (સુખરૂપ) પદને મેળવે છે. ૨–૫૧;

૭=જે માણસ ફલાભિલાષનો ત્યાગ કરી, ઈશ્વરને અર્પણ કરી, કર્મ કરે છે, તે પુરુષ, જેમ કમળનું પત્ર પાણીથી લિપ્ત થતું નથી, તેમ પાપથી લિપ્ત થતો નથી. ૫–૧૦;

૮=જે કર્મોનાં ફળની ઈચ્છાનો ત્યાગ કરી કર્તવ્ય કર્મો કરે

છે, તે પુરુષ સંન્યાસી છે અને યોગી છે, પણ અગ્નિહોત્ર અને કર્મનો ત્યાગ કરનાર સંન્યાસીએ નથી ને યોગીએ નથી. ૬-૧;

ઉપર આપેલાં ગીતાનાં વચનોથી સ્પષ્ટ છે કે, કર્તવ્ય કર્મોનો ત્યાગ કરવાનો નથી, પણ તે કર્મો અવશ્ય કર્તવ્ય છે. પણ કેટલાક કહે છે કે, આ શ્રુતિમાં અજ્ઞ માણુસને માટે કર્મનો ઉપદેશ છે, જ્ઞાનીને માટે નથી, કારણ જ્ઞાન અને કર્મ એકઠાં રહી શકે નહિ, કેમકે જ્ઞાન અને કર્મનો પ્રકાશ અને અંધકારના જેવો પરસ્પર વિરોધ છે. પણ સત્ય સિદ્ધાન્ત એમ લાગે છે કે, જ્ઞાનીને માટે જ્ઞાન પ્રધાન છે, એને માટે જ્ઞાન-યજ્ઞનું વિધાન છે, પરંતુ કર્મશૂન્ય થવું જોઈએ નહિ. સત્ય છે કે, જ્ઞાનીને માટે દ્રવ્ય-યજ્ઞ આવશ્યક નથી, પરંતુ એને માટે ધર્મ અને પરોપકારનાં મોટાં મોટાં કર્મ કર્તવ્ય છે, કે જે એની ઉચ્ચ અવસ્થાને અનુરૂપ છે, પણ દ્રવ્ય-યજ્ઞ પણ નિષ્કામ ભાવથી કરે, તો તેથી તે પતિત થતો નથી. જ્ઞાનનો કર્મ સાથે બિલકુલ વિરોધ નથી. જો ખાવાપીવાથી, ચાલવાથી, સુવાથી, ઉપદેશ ને શાસ્ત્રાર્થ કરવાથી જ્ઞાની બંધનમાં પડતો નથી, તો યજ્ઞાદિ કરવા છતાં પણ બંધનથી મુક્ત રહેછે, કારણ કે બંધન સકામ કર્મોથી થાય છે, નિષ્કામ કર્મથી નહિ. નિષ્કામ કર્મથી અંતઃકરણની શુદ્ધિ થાય છે, ને જ્ઞાન-પ્રાપ્તિને માટે યોગ્યતા આવે છે, અને જેથી અંતઃકરણ શુદ્ધ થાય છે, તે કર્મ કદાપિ જ્ઞાનનાં વિરોધી નથી, પણ ઉપયોગી છે. કર્મ વિરોધી હોત, તો શ્રીકૃષ્ણ મેઘનાદ કરીને ન કહેત કેઃ—

**कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।**
**तस्मात् सर्वगतं ब्रह्म नित्ययज्ञे प्रतिष्ठितम् ॥ ३–१५ ॥**

હે અર્જુન, તું જાણ કે કર્મ કરવાનો ઉપદેશ વેદમાં છે અને વેદ અવિનાશી બ્રહ્મથી થયેલા છે, માટે તું કર્મનો તિરસ્કાર ન કર, કારણ કે સર્વવ્યાપી ઈશ્વરે મનુષ્યને કર્મ-યજ્ઞ કરવાની આજ્ઞા કરેલી છે.

**शतं समाः** શબ્દોથી જણાય છે કે, માણુસને જ કર્મ ક-

રવાનો અધિકાર છે. **નર** શબ્દથી એમ જણાય છે કે, માણસને જ કર્મનું ફળ મળે છે, અન્ય પ્રાણીઓને નહિ, કારણ તે પ્રાણીઓ ભોગ-યોનિમાં છે, પણ કર્મ-યોનિમાં નથી.

**નર** શબ્દનો અર્થ **નેતા, प्रधान, वरिष्ठ** એવો લખ્યો છે, તે શુદ્ધ છે. એ **નર** શબ્દનો અર્થ **न रमणशील=वैराग्यवान्** એવો પણ વ્યુત્પત્તિથી થાય છે. એ સર્વ અર્થો લેવાથી આ મંત્રનો અર્થ બહુ સુંદર તથા જ્ઞાન ને કર્મ એ બેની આવશ્યકતાનો પોષક છે એમ સિદ્ધ થાય છે.

શ્રીશંકરાચાર્યજી આ મંત્રનો અર્થ કરતાં કહે છે કે, આ મંત્રમાં કર્મ કરવાની જે આજ્ઞાનું વિધાન કરેલું છે, તે અજ્ઞ, અવિદ્યા-મગ્ન લોકોને માટે છે, પણ વિદ્વાન્ બ્રહ્મજ્ઞ લોકોને માટે આજ્ઞાનું વિધાન નથી. શ્રીશંકરાચાર્યજીના મતમાં જ્ઞાન અને કર્મ પરસ્પર વિરુદ્ધ છે. એમના શબ્દો આ પ્રમાણે છે:—**ज्ञान कर्मणो र्विरोधं पर्वतवदकंप्यं यथोक्तं न स्मरसि किम्**—શ્રીના ભાષ્યનો મોટો ભાગ આ જ્ઞાન-કર્મનો વિરોધ પ્રતિપાદન કરવામાં લખેલો મળે છે, પણ આ એક નાનકડા **નર** શબ્દના યથાર્થ અર્થ **नेता, प्रधान, अग्रणी, वरिष्ठ, श्रेष्ठ, वैराग्यसंपन्न** તરફ જરા ધ્યાન આપવાથી સ્પષ્ટ જણાશે કે, એવા મોટા મહાત્મા લોકોને માટે પણ કર્મ કરવાની આજ્ઞા વેદ આપે છે, અને એ પણ ઠીક છે, કારણ સ્વયં **શ્રી**માન્ શંકરાચાર્ય જેવા શ્રેષ્ઠ, વિદ્વાન્, બ્રહ્મજ્ઞ, વૈરાગ્યસંપન્ન, બ્રહ્મચારી, યોગી, સંન્યાસી લોકો, જેમને આપણે કેવળ **નર** એવી પદવી આપતા નથી, પણ **नर-रत्न** એવી પદવી આપીએ છીએ, એવા મહાત્મા લોક વખતો વખત આવી ધર્મના ઉદ્ધારને માટે પોતાનું સમસ્ત બળ વાપરતા રહ્યા ન હોત, તો આપણ અજ્ઞ લોકોની દશા આજે કેવી શોચનીય રહી હોત? શ્રીમાન્ શંકરાચાર્યજીનું પવિત્ર વિમલ જીવન જ એમના સિદ્ધાન્તને ખંડિત કરે છે. ૩૨) વર્ષમાં એમણે જે પરમ પુરુષાર્થ વડે કામ કર્યું છે, તે કર્મ જ્ઞાન તથા કર્મની પ્રતિષ્ઠાને અને આવશ્યકતાને સિદ્ધ કરે છે. ૨.

---

## સંબંધ—૧.

વિવેક અને નિષ્કામ કર્મોનું અનુષ્ઠાન-આ બે સાધનો વડે સંસારમાંથી છૂટાય છે એમ કહ્યું. હવે વિવેકહીન અને નિષિદ્ધ કર્મનું આચરણ કરનારાઓ સંસારના દુ:ખથી છૂટતા નથી, માટે શુભ પુણ્ય કર્મજ કરવાં યોગ્ય છે, પરંતુ એમાં પણ નિષ્કામ કર્મજ મુક્તિનું સાધન છે. સકામ શુભ કર્મ સાંસારિક ઐશ્વર્યનું સાધન છે, પણ મુક્તિનું સાધન નથી, તેથી સકામ શુભ કર્મ નિષ્કામ કર્મથી ઉતરતી કોટિનું છે. અવિવેકથી સંસાર છે, વિવેકથી સંસાર રહેતો નથી. કામ્ય કર્મમાં અનિષ્ટ ફળ રહેલું છે. માટે આ નીચેના મંત્રમાં કામ્ય કર્મની નિન્દા દ્વારા નિષ્કામ કર્મની શ્રેષ્ટતા વર્ણવેલી છે:—

**असूर्या नाम ते लोका अन्धेन तमसा वृताः ।**
**तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः ॥ ३ ॥**

**અર્થ—येके**=જે કોઈ, **आत्महनः जनाः**= પાપ કર્મ કરનારા અને કામ્ય કર્મ કરનારા મનુષ્યો છે, **ते**=તેઓ, **नाम**=ખરેખર. **अन्धेन तमसा आवृताः**=ગાઢ તમોગુણથી આચ્છાદિત, **असुर्याः लोकाः**=અસુર જાત છે. **च**=અને. **ते**=તેઓ. **प्रेत्य**=મુવા પછી, **तान् अभिगच्छन्ति**=તેમાં એટલે આસુરી યોનિમાં જન્મ લે છે.

**વિવેચન**—જે લોકો અવિવેકથી અધર્મ, પાપ કર્મ, કામ્ય કર્મ કરે છે, કામક્રોધાદિ આસુરી સંપત્તિનું સેવન કરી આત્માને મલિન કરે છે, તેઓ **असुर, राक्षस, पिशाच** કહેવાય છે, અને મુવા પછી પોત પોતાનાં કર્માનુસાર સ્થાવર પર્યન્ત નિકૃષ્ટ તમોગુણવાળી અતિક્રૂર વ્યાઘ્ર સર્પાદિ યોનિમાં જન્મે છે. આસુરી એટલે તામસ ગતિના વર્ણન માટે મનુસ્મૃતિ, અધ્યાય-૧૨ શ્લોક ૪૨-૪૩-૪૪ જુવો. ગીતામાં પણ એમજ કહ્યું છે કે:—

**तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् ।**
**क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १६-१९ ॥**

**आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।**
**मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥ २० ॥**

પરમાત્માની આજ્ઞા નહિ માનનારા, સાધુ પુરુષોનો દ્વેષ કરનારા, દયાહીન, અધમ પાપી માણસોને હું નિરન્તર આસુરી યોનિમાંજ નાંખું છું. આસુરી યોનિમાં જન્મ લેઈ તે મૂઢ પુરુષો દરેક જન્મમાં મને પ્રાપ્ત નહિ થઇને, વધારે ને વધારે અધમ જાતમાં જન્મ લે છે.

તેથી કરીને પોતાનું કલ્યાણ ઇચ્છનાર દરેક મનુષ્યે, ધર્મનું આચરણ નિષ્કામ ભાવથી કરવું જોઇએ, જેથી ચિત્ત નિર્મલ થાય છે, અને તે પછી આત્મ-દર્શન થઇને મોક્ષાનન્દ અનુભવાય છે.

**जे कोइ** શબ્દથી સ્પષ્ટ એ થાય છે કે, મનુષ્યમાત્રને બ્રહ્મ-વિદ્યા ભણવાનો અને વૈદિક કર્મો કરવાનો અધિકાર છે, વર્ણ અને ગોત્રનો કંઈ સંબન્ધ નથી. **प्रेत्य** શબ્દથી પુનર્જન્મ સિદ્ધ થાય છે, અને આ શબ્દને આધારે શાસ્ત્રકારોએ પુનર્જન્મને **प्रेत्यभाव** નામ આપેલું છે. વળી **जन** શબ્દથી એમ સ્પષ્ટ થાય છે કે, મનુષ્ય-દેહમાં કરેલું કર્મ દેહાન્તરની પ્રાપ્તિમાં હેતુ છે. ૩

---

## સંબંધ—૨.

જગત્ અને ઈશ્વરનું સ્વરૂપ, ભક્તિ, વૈરાગ્ય અને નિષ્કામ કર્મોનું નિરૂપણ કરી, નિષિદ્ધ અને સકામ કર્મની નિન્દા કરી છે. હવે જેનાથી અજ્ઞાન રહેવાથી સંસારમાં ભટકવું પડે છે અને જેના જ્ઞાનથી જ મુક્તિ મળે છે, એ આત્મ-તત્ત્વનું સવિસ્તર વર્ણન કરવામાં આવે છેઃ—

**अनेजदेकं मनसो जवीयो नैनद्देवा आप्नुवन् पूर्वमर्षत् ।**
**तद्धावतोऽन्यानत्येति तिष्ठत्तस्मिन्नपो मातरिश्वा दधाति॥४॥**

અર્થ—**तत्**=તે, પરમાત્મા, **अनेजत्**=નિષ્કંપ, નિર્ભય, સદા એકરસ, **एकं**=અદ્વિતીય, વિજ્ઞાનઘન સ્વરૂપ છે. **मनसः जवीयः**= મનથી પણ વધારે વેગવાળો, મનનો અવિષય છે. **देवाः**=સર્વ

ઇન્દ્રિયો, **एनत्**=એને, **न आप्नुवन्**=પ્રાપ્ત કરી શકતી નથી, એટલે સર્વ ઇન્દ્રિયોનો અવિષય છે. બ્રહ્મ વ્યાપક હોવાથી **पूर्वं**=પહેલેથી, **अर्षत्**=ઇન્દ્રિયોમાં વર્તમાન છે. ઉવટના મત પ્રમાણે, **पूर्वं**=અનાદિ, અને **अर्षत्**=અવિનાશી, એવા પરમાત્મા છે. તે **धावतः अन्यान्**=દોડતા વાયુઆદિ અન્ય પદાર્થોને, **अत्येति**=પાછળ મૂકી દે છે, વા વશ રાખે છે, વા પદાર્થોથી અલગ છે. **तस्मिन् तिष्ठत्**=એની સત્તા વડે, એને આશ્રયે, **मातरिश्वा**=જીવાત્મા, **अपः**=કર્મ, **दधाति**=કરે છે, અથવા **मातरिश्वा**=અંતરિક્ષસ્થ વાયુ, **अपः दधाति**=જળ ધારણ કરે છે.

**વિવેચન**—તે બ્રહ્મ સર્વ-વ્યાપક સર્વે સ્થળે હોવાથી અચલ નિષ્કંપ છે. તે એક અદ્વિતીય છે, એના સમાન અને એનાથી અધિક અન્ય કોઈ નથી. સર્વ ભૌતિક પદાર્થોમાં મન વધારે વેગવાળું છે, કારણ તે એક પળમાં અસંખ્ય ગાઉ સુધી જાય છે, પણ તે અન્તે એકદેશીય છે, એકી વખતે બે દિશામાં મન કામ કરી શકતું નથી, તો તે એકી સમયે સંપૂર્ણ બ્રહ્માંડમાં વ્યાપ્ત એકરસ જે બ્રહ્મ છે તેને શી રીતે જાણી શકે? એટલે બ્રહ્મ મનથી વધારે વેગવાન્ છે એટલે મનવડે જાણી શકાય તેમ નથી. તેમજ બ્રહ્મ અન્ય ઇન્દ્રિયોવડે પણ જાણી શકાય તેમ નથી. જ્યાં ઇન્દ્રિયો જાય છે ત્યાં પહેલેથીજ બ્રહ્મ વર્તમાન છે. બીજા ગતિ-વાળા પદાર્થોમાં પણ તે વધારે વેગવાળો છે, એટલે તેઓનો પણ અવિષય છે. પરમાત્માના આશ્રયથી જીવાત્મા કર્મ કરવાને સમર્થ છે, અથવા નિરાધાર આકાશમાં જોકે કોઈ વસ્તુ રહી શકે નહિ, પણ વાયુ એ સર્વાધાર પરમાત્માની સત્તા વડે મેઘરૂપ જળને ધારણ કરે છે, વા પ્રાણીઓમાં ચેષ્ટા, અગ્નિમાં બળવું બાળવું, સૂર્યમાં પ્રકાશવું, મેઘાદિમાં વરસવું વગેરે કર્મ કરવાનું સામર્થ્ય આવે છે. આ એનો મહિમા છે. ૪.

**तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके ।**
**तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः ॥ ५ ॥**

**અર્થ**—**तत्**=તે, **एजति**=ચાલે છે, વા સંસારને ચલાવે છે,

દુષ્ટોને કંપાવે છે, **तत् न एजति**=તે ચાલતો નથી, વા શ્રેષ્ઠોને કંપાવતો નથી, **तत् दूरे**=તે અજ્ઞ દુષ્ટ માણસોથી દૂર છે, **तत्ऽ अन्तिके**= અને તે સાધુ પુરૂષોની પાસે છે. **तत् सर्वस्य अन्तः**= તે સર્વ જગત્‌ની અંદર છે, **उ**=અને, **तत् सर्वस्य बाह्यतः**=તે અખિલ બ્રહ્માંડની બહાર પણ છે.

**વિવેચન**—તે બ્રહ્મ પોતાના સ્વરૂપથી ચાલતો નથી, કારણ સર્વ-વ્યાપક હોવાથી એક સ્થળેથી બીજે સ્થળે એને જવાનું જ નથી, પણ જગત ચલાયમાન હોવાથી લોક એને **एजन** ક્રિયાનો કર્તા સમજે છે, અથવા તે જગત્‌ને ચલાવે છે અને દુષ્ટ માણસોને ભયરૂપ છે, આવો પણ અર્થ **एजति**નો લેઈ શકાય છે. તે બ્રહ્મ ચાલતો નથી, એટલે એકરસ, અચલ, સર્વત્ર પરિપૂર્ણ, સર્વ-વ્યાપક છે, અથવા ધર્માત્માઓને તે ભયરૂપ નથી આવો પણ અર્થ **न एजति** નો થઈ શકે છે. તે દૂરથી દૂર છે, એટલે અવિવેકીઓથી તે હજારો ગાઉ દૂર છે. જેઓ આત્મ-જ્ઞાનનાં સાધનોથી શૂન્ય છે અને પ્રકૃતિના મોહમાં મગ્ન છે તેઓને કોટિ વર્ષે પણ અપ્રાપ્ય હોવાથી બ્રહ્મ હજારો ગાઉ દૂર જેવોજ છે, પણ જેઓ આત્મ-જ્ઞાનનાં સાધનથી સંપન્ન છે અને જેઓના હૃદયમાં ભક્તિ અને પ્રેમ છે તેઓને પ્રાપ્ય હોવાથી બ્રહ્મ પાસેમાં પાસે છે. તે અતિશય સૂક્ષ્મ હોવાથી બ્રહ્માંડની અંદર છે અને મહાન હોવાથી બ્રહ્માંડની બહાર પણ છે, અથવા સર્વની અંદર છે અને સર્વથી અલગ પણ છે.

તાત્પર્ય એ છે કે, ઈશ્વર મેળવવા માટે દેશાવર જવાનું નથી. તે તો દરેકના હૃદયમાં વસેલો છે. માત્ર આત્મ-જ્ઞાનનાં સાધનથી સંપન્ન થયા એટલે તે આપણાં હૃદય-મંદિરમાં દર્શન દેશે. ગીતામાં એમજ કહ્યું છે—

**ज्ञानगम्यं हृदि सर्वस्य विष्ठितम् ॥ १३-१७ ॥**

એટલે, તે બ્રહ્મ સર્વના હૃદય-કમલમાં વિરાજમાન છે, અને તેની પ્રાપ્તિ જ્ઞાનનાં સાધનને અધીન છે. તે જ્ઞાનનાં સાધન ગીતાના અધ્યાય ૧૩, શ્લોક ૭-૧૧ માં વર્ણવેલાં છે. માટે શ્રીકૃષ્ણજીએ

ગણાવેલાં સાધન સંપાદન કરવા પ્રથમ યત્ન કરવો અતિઘણો જરૂરનો છે, તે સિવાય અન્ય રીતે ફાંફાં મારવાથી કંઈ શુક્કવાર વળવાનો નથી, કોટિ જન્મમાં પણ આપણું શ્રેય થવાનું નથી એ સારી રીતે ધ્યાનમાં રાખવું જોઇએ છે. આ શ્રુતિનો અર્થ ગીતાના નીચેના શ્લોકમાં વર્ણવેલો છે—

**बहिरन्तश्च भूतानामचरं चरमेव च ।**
**सूक्ष्मत्वात् तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥१३-१६॥**

એટલે, એ સકળ ચરાચર પદાર્થની અંદર અને બહાર છે. અવિવેકીને તે સૂક્ષ્મ હોવાથી અવિજ્ઞેય (ન જણાય એવો) છે અને દૂર છે, પણ વિવેકીની પાસે છે. બીજા ઉપનિષદમાં પણ એમજ કહ્યું છે કે—

**दूरात् सुदूरे तदिहान्तिके च,**
**पश्यत्स्विहैव निहितं गुहायाम् ॥**

ઉપરના મંત્રનો અર્થ પ્રાર્થનાના રૂપમાં લખવામાં આવે છે:—

હે મંગલ વિધાતર્, શુદ્ધ સ્વરૂપ ભગવન્! તમને અમારા નમસ્કાર છે. હે કલેશ હરણ કરનાર દયામય ભગવન્! તમને અમારા નમસ્કાર છે. તમે અનન્ત કલ્યાણ ગુણોથી પરિપૂર્ણ જગન્નાથ છો. તમે સમસ્ત ચક્રને યથાયોગ્ય પોત પોતાની ગતિમાં ચલાવી રહ્યા છો, પણ અવિદ્વાન્ લોક તમારામાં આરોપ કરે છે કે, તમે પણ ચાલો છો, પણ તમે સ્વયં એકરસ સર્વત્ર પરિપૂર્ણ છો, કદાપિ ચાલતા નથી, એમ સત્શાસ્ત્ર અને સત્પુરુષો કહે છે તે સત્ય છે. તમે દૂરમાં દૂર છો અને પાસેમાં પાસે છો. તમારૂં શરણ તજી આખા જગતમાં જે ભટકે છે, તેને ક્યાંએ વિશ્રામ મળતો નથી. જે તમને ભૂલ્યા છે તેમનાથી તમે અત્યન્ત દૂર છો. અહિંસા, અસ્તેય, સત્ય, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ, બ્રહ્મચર્ય, સંતોષ, તપ, ત્યાગ, દયા, આર્જવાદિ શુભ સાધનહીન, અધર્માત્મા, અવિદ્વાન્, વિચારશૂન્ય, અજિતેન્દ્રિય, ઈશ્વરભક્તિથી રહિત ઇત્યાદિ દોષવાળાં મનુષ્યો છે, તેઓ કોટિ વર્ષ તક તમારાં દર્શન કરી શકતા નથી, અને જન્મ-મરણાદિ

દુઃખ સાગરમાં ફરતા રહે છે. પણ જેઓ તમારૂં શરણ લે છે, જેઓ ધૃતિ, ક્ષમા, દમ, વિદ્યા, અસ્તેય, બ્રહ્મચર્ય, નિર્મમતા, નિરહંકારતા, અમાનિત્વ, અદંભિત્વ ઇત્યાદિ સાધનવાળાં, સત્યવાદી, સત્યકારી, સત્યમાની, સર્વજન ઉપર ઉપકાર કરનારાં, વિચારશીલ મનુષ્યો છે, તેઓજ તમારાં દર્શન કરવા ભાગ્યશાળી થાય છે. તમે સર્વની નિકટ છો, સર્વના હૃદયની અંદર વિરાજમાન છો, તમે આત્માના આત્મા છો. તમારાં દર્શન જેઓ પોતાના હૃદયનું દ્વાર ખોલીને આત્માની અંદરજ તમને ખોળે છે તેઓને જ થાય છે. તમે સર્વની અંદર તથા બહાર, સર્વની અંદર અને સર્વથી અલગ છો. એક તલમાત્ર પણ સ્થળ તમારા વિના ખાલી નથી. તમે અખંડૈક રસ સર્વમાં વ્યાપક છો. જેઓ તમને યત્ન કરી જાણી લે છે તેઓ સુખ તથા મુક્તિ લાભ કરે છે. ૫.

---

## સંબંધ—૩.

પરમાત્માના સ્વરૂપનું નિરૂપણ કરીને હવે પછીના બે મંત્રોમાં ઉપાસનાનો પ્રકાર અને એના ફળનું વર્ણન છેઃ—

**यस्तु सर्वाणि भूतान्यात्मन्नेवानुपश्यति ।**
**सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥ ६ ॥**

**અર્થ—तु**=વળી, **यः**=જે કોઈ, **सर्वाणि भूतानि**=સર્વ પદાર્થોને, આખા જગતને, **आत्मन् एव**=પરમાત્મામાં જ, **अनुपश्यति**=જુવે છે, **च**=અને, **आत्मानं**=પરમાત્માને, **सर्वभूतेषु**=સર્વ પ્રાણી પદાર્થમાં, સમસ્ત જગતમાં, **अनुपश्यति**=જુવે છે તે, **ततः**=તેથી કરીને પછી, **न विजुगुप्सते**=અધર્મ, ખોટું કામ કરતો નથી, સદા કાળ એને હાથે સારૂંજ કામ થાય છે, વા મુક્ત થાય છે.

**વિવેચન**—અહિં ઉપાસનાનો પ્રકાર વર્ણવેલો છે. જે મનુષ્ય ઐહિક અને પારલૌકિક અભ્યુદય, મોક્ષ મેળવવાને ઈચ્છતો હોય,

તેણે ચરાચર જગત્‌માં ઈશ્વરને વ્યાપક રહેલો જોવો જોઇએ, અને ઈશ્વરમાં ચરાચર જગત્‌ને જોવું જોઇએ. આ બે વાનાં સાથે સાથે જે પાળે છે, તેને બીજાં સાધનોની જરૂર નથી. બધાંમાં આજ બે સાધનો સર્વોપરિ છે. આ જ ઉત્તમમાં ઉત્તમ પરમાત્માની ભક્તિ છે. આ ભક્તિના બે અંશોનું જરા સ્પષ્ટીકરણ કરવું આવશ્યક છે, તેથી તે વિષે વિસ્તારથી લખવામાં આવે છે. પહેલો અંશ એ છે કે—પરમાત્માને ચરાચરમાં જોવો, એટલે પરમાત્માને ચરાચરમાં વ્યાપક જોવો. જ્યારે મનુષ્ય પૂર્ણ દૃઢતાથી એમ માને છે કે, શ્રીપરમાત્મા ગંભીર સમુદ્રમાં, અલ્પ જલ-બિંદુમાં, સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને સ્થૂલમાં સ્થૂલ વસ્તુમાં, અર્થાત્ સર્વત્ર પરિપૂર્ણ હાજર છે, ત્યારે એના હૃદયમાં પાપને માટે તિરસ્કાર ઉત્પન્ન થાય છે, કારણ કે તે જાણે છે કે, એવું એક પણ સ્થળ નથી કે જ્યાં પરમાત્મા નહિ હોય. પાપી પુરુષ પણ પોતાનાં માતા-પિતા તથા અન્ય માનનીય અને ધાર્મિક પુરુષોની સંમુખ કદિ ખોટું કરતો નથી, એટલું જ નહિ પણ પોતાનું કુકર્મ એમનાથી છાનું રહે એવો પ્રયત્ન કરે છે. તો જે પુરુષ પરમાત્માને સર્વત્ર વ્યાપક સમજતો હોય, તે પુરુષ કેવી રીતે એ પરમાત્મા, પરમપિતા, પરમબંધુ, પરમમાનનીય સ્વામીની સમક્ષ પાપ કરવાને સાહસ કરી શકે? તે જાણે છે કે, જે વસ્તુ ઉપાડી લેવા ઈચ્છું છું તે વસ્તુમાં પરમાત્મા હાજર છે, જે સ્થળે તે વસ્તુ છે તે સ્થળે પણ પરમાત્મા હાજર છે, જે હાથો વડે ઉઠાવી લેવા ચાહું છું તે હાથોમાં પણ પરમાત્મા હાજર છે. આમ જે સમજે તેના હૃદયમાં કંઈ પણ કુકર્મ કરવાને સંકલ્પ સરખો થશે નહિ, કારણ તે જાણે છે કે, મનની અંદર પણ પરમાત્મા હાજર છે. હું આ મનની વૃત્તિને પણ એનાથી છાની રાખી શકનાર નથી, તેથી પરમાત્માને અપ્રિય હોય એવી ચેષ્ટા કરશે નહિ, એની આજ્ઞાનો ભંગ કરશે નહિ, એને સર્વ-સાક્ષી જાણી પાપ કરતાં ડરશે, ને શુભ કર્મમાં પ્રવૃત્ત થશે.

પરમાત્મા ચરાચર પ્રાણી-પદાર્થમાં હાજર છે, પ્રકૃતિના

અણુઅણુમાં હાજર છે. પરમાત્માને રાય ને રંક સમાન છે, પાપી અને પુણ્યવાન્ સરખા છે, તુચ્છમાં તુચ્છ મચ્છર જેવા કે કીડી જેવા જંતુના હિતમાં તે સર્વદા તત્પર છે. પરમાત્મા સર્વત્ર વ્યાપક છે, એવું તમે ખરા મનથી સમજો છો, એમ ત્યારે જ મનાય કે, જ્યારે તમે જ્યાં જ્યાં પરમાત્માની સત્તા છે ત્યાં ત્યાં અપૂર્વ પ્રેમ દર્શાવો છો. પ્રત્યેક પ્રાણીનું ખરા અન્તઃકરણથી હિત ઈચ્છવું તથા યથાશક્તિ હિત કરવું, એજ પરમાત્માની યથાર્થ ભક્તિને અથવા પરમાત્માની સર્વત્ર સત્તા છે એમ તમે માનો છો, એને સૂચનાર ચિહ્ન છે. પ્રાણી માત્રમાં પરમાત્મા હોવાથી પ્રાણી માત્ર ઉપર વિશુદ્ધ પ્રેમ રાખવાનો અભ્યાસ પાડશો, તો એક પણ દુષ્ટ આચરણ થવાનો તમારે કદિ પણ સંભવ આવશે નહિ. જેમ પોતાના પ્રેમ-પાત્ર મનુષ્યને આ જગતમાં કોઈ પણ મન, વાણી અને તનથી કદિ પણ દુઃખ દેતો નથી, અહિત ઈચ્છતો નથી અને અહિત કરતો નથી, અસત્ય બોલી એને ઠગતો નથી, એનો અપરાધ હોવા છતાં પણ એના ઉપર ક્રોધ કરતો નથી, પણ મૃદુ પ્રિય વાણી વડે જ એના દોષો એને સૂચવે છે, એને સુખી જોઈ અસૂયા કે ઈર્ષ્યા કરતો નથી, એને દુઃખી જોઈ તન-મન-ધનથી એનું દુઃખ નિવારવા પ્રયત્ન સેવેછે, તેમ તમે પણ પ્રાણી-માત્ર સાથે આ પ્રકારનું શુદ્ધ પ્રેમમય વર્તન રાખો, એટલે કોઇને મન-વાણી અને કાયાથી પીડા ન દો, કોઇનું અહિત કોઇ ક્ષણ પણ ન ઇચ્છો, કોઇને અસત્ય બોલી ઠગો નહિ, કોઇની અસૂયા કે ઈર્ષ્યા ન કરો, અને યથાશક્તિ સર્વનું હિત કરવા તન-મન-ધનથી તત્પર રહો. અધ્યાત્મ-જ્ઞાનની પ્રાપ્તિનું આ પ્રથમ જરૂરનું પગથીઉં છે. પ્રાણી માત્રમાં આવો વિશુદ્ધ પ્રેમ જ્યાં સુધી તમે નહિ સાધો ત્યાંસુધી અધ્યાત્મ-વિદ્યાનો એકડો કાઢતાં પણ તમને નથી આવડ્યો તે નક્કી સમજજો. આ પ્રમાણે વર્તવું એનું નામ જ **પરમાત્માને સર્વત્ર જોવા પ** છે. બીજા શબ્દોમાં કહીએ તો **જગત્‌ને હરિમય જોવા પ** છે. આવોજ ઉપદેશ **સર્વં ખલ્વિદં બ્રહ્મ** એ છાંદોગ્ય ઉપનિષદ્‌માં આવેલા વચનનો છે. આવાજ વર્તનમાં ત-

મામ સાધનોનો સમાવેશ થઈ જાય છે, એટલે જેને મનુ મહારાજ **धर्म** કહે છે, જેને યોગશાસ્ત્રમાં **मैत्र्यादिभावना** તથા બેઉ પ્રકારના **वैराग** કહે છે, અને જેને શ્રીકૃષ્ણ મહારાજ ગીતામાં **दैवीसम्पद्** કહે છે, તે બધાંનો એમાં સમાવેશ થઈ જાય છે. માટે જ્યાં સુધી એનું યથાર્થ સેવન નથી કર્યું, ત્યાં સુધી તમે અધ્યાત્મ જ્ઞાનને માર્ગે વળ્યા પણ નથી એ નક્કી જાણજો. આ સાધન સિવાય ટીલાં ટપકાં કરવાથી, કહેવાતાં તીર્થોમાં ભટકતા ફરવાથી, માળા ફેરવવાથી અને એવા એવા ઢોંગ ફતુરાથી કંઈ વળે એમ નથી. માત્ર આજ સદ્ગુણના આચરણથી મન ચંગા થઈ બ્રહ્મ-પ્રાપ્તિ થાય છે. એનો આશ્રય લીધા વિના કોટિ જન્મે પણ છૂટકો નથી. તમારો ભાર તમારે પોતાને જ ઉઠાવવાનો છે. બીજાની આશા રાખવી વ્યર્થ છે. જો પ્રભુ મેળવવાની ખરેખરીજ આતુરતા, લાલસા હોય, તો ઉપર કહેલ સાધન પાળવાને આ ક્ષણથીજ કટિ-બદ્ધ થાઓ. ધીમે ધીમે માવરો પાડવાથી એ નિયમ પાળવા કડણ નહિ લાગે અને દિવસે દિવસે તમારામાં તેથી વધુને વધુ આત્મિક બળ આવતું તમે અનુભવશો.

હવે બીજો અંશ—પરમાત્મામાં જગત્ જોવું, અર્થાત્ પરમાત્માને જગત્ ગણવું—એ છે. તેની મતલબ એવી છે, કે સાંસારિક કોઈ બાબતમાં આસક્ત ન રહેવું, કશામાં અહં-મમત્વ ન રાખવું, કારણ તેમ કરવાથી રાગ-દ્વેષનો નાશ થતો નથી ને તેથી બંધનમાં પડાય છે, માટે જગત્થી વિરક્ત રહેવું, ઉદાસીન રહેવું. પરમાત્માને જ સર્વસ્વ ગણવું. પરમાત્મમાં જ વિચાર રાખવા, પરમાત્માનું જ વારંવાર સ્મરણ કરવું, ફરી ફરીને એનાં લક્ષણોને હૃદયમાં સ્ફુરાવવાં. જ્યાં જ્યાં મન જાય, જે જે વિચારો સ્ફુરે, તે સર્વમાં પરમાત્માના સ્વરૂપ ધર્મોને જોવા, એટલું જ નહિ, પણ તે ધર્મોને પોતાનામાં અનુભવવા. પરમાત્માનાં લક્ષણો સિવાય વિજાતીય એક પણ લક્ષણને હૃદયમાં પ્રકટવા ન દેવું, પરમાત્માનાં જ લક્ષણોમાં તન્મય થઈ જવું. પ્રત્યેક સમયે પ્રત્યેક સ્થાનમાં પરમાત્માના જ વિચારમાં એકતાન, એકાકાર, તલ્લીન રહેવું, શરીરના અને શરીરના સંબંધના જે જે પ્રાણી-પ-

દાર્થો હોય, તે સર્વના-જગત્‌ના-વિચારો ભૂલી જઈ, તેમજ પોતાના હું પણાનું ભાન ભૂલી જઈ, કેવળ પરમાત્માનો જ વિચાર અંતઃકરણમાં આરૂઢ રાખી શ્રીપ્રભુમાં એકાકાર થઈ રહેવા પ્રયત્ન કરવો, એનું નામ પરમાત્મામાં જગત્‌ને જોવું એ છે. ૬.

**यस्मिन् सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः ।**
**तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥ ७ ॥**

**અર્થ—यस्मिन्**=જે અવસ્થામાં, **विजानतः**=વિજ્ઞાની ઉપાસકને મન, **आत्मा एव**=પરમાત્મા જ, **सर्वाणि भूतानि**=સર્વ ભૂત, એટલે સર્વ જગત્, **अभूत्**, થઇ ગયેલ છે, **तत्र**=તે અવસ્થામાં, **एकत्वं अनुपश्यतः**=નિર્વિકાર અખંડૈકરસ પરમાત્માના દર્શન કરનારને, અથવા એકમાત્ર પરમાત્માના જ વિચારમાં એકતાન, તન્મય રહેનારને, **कः शोकः कः मोहः**=શો શોક અને શો મોહ હોય? અર્થાત્ શોક—મોહ હોયજ નહિ.

**વિવેચન**—અહિં પરમાત્મદર્શન કરનારની, સ્થિતપ્રજ્ઞની, સ્થિતિનું વર્ણન છે. જ્યારે પાછલા મંત્રમાં કહેલા જ્ઞાની ઉપાસકને પરમાત્મા જ સર્વ જગત્ થઈ જાય છે, ત્યારે એવા એકત્વને જોનાર એટલે જગત્‌ના પદાર્થમાત્રની કામનામાત્રનો ત્યાગ કરી, કેવળ અખંડૈકરસ નિર્વિકાર આનંદકંદ પરમાત્માના જ વિચારમાં એકતાન, એકરસ, તન્મય વિલીન થઈ રહેલ ઉપાસક આનંદરસમાં નિમગ્ન હોય છે. એ અવસ્થામાં એને કંઈ પણ મોહ-શોકનો સંભવ જ હોતો નથી.

આ મંત્રમાં વાચો-ભંગિથી ઉપાસકની તે અવસ્થાનું વર્ણન છે કે, જ્યારે ઉપાસક ઉપાસ્ય દેવનું સાક્ષાત્ દર્શન થતાં જગત્ અને તેના વિષયોને ભૂલી જાય છે, અને એથી કરીને એમ કહ્યું છે કે—જ્યારે વિજ્ઞાનીને પરમાત્માજ સર્વભૂત થઈ જાય છે—એટલે હવે પરમાત્માના પ્રેમમાં નિમગ્ન થઈ તે સર્વ જગત્‌થી નિરપેક્ષ છે, જેમકે, ધનથી નિરપેક્ષ થઈ ધર્મોપાર્જન કરનારને માટે બોલાય છે કે, ધર્મજ એનું ધન છે, અને લાલચીને માટે એથી ઉલટું એમ બોલાય છે કે, પૈસોજ એનો ધર્મ છે, અને

જેમ ધર્મ અને ધન બેઉ એક નથી, પણ જુદાં જુદાં છે, તેવી જ રીતે પરમાત્મા અને ભૂત એક નથી પણ જુદાં જુદાં છે.

પરમાત્માજ સર્વભૂતરૂપ થઈ ગયો છે, એટલે વિજ્ઞાની પરમાત્માને જ માતા પિતા, ધન ધાન્ય વગેરે સર્વસ્વ જાણે છે, વિજ્ઞાનીનું જગત્ પણ પરમાત્મા છે, જગત્‌ના ભોગ પણ પરમાત્મા છે, કારણ હવે એ પરમાત્મરૂપ જગત્‌માં રહે છે અને એના આનંદથી પરિતૃપ્ત રહે છે. પરમાત્માવિના બીજું સર્વ ભૂલી જાય છે. આ વચન જગત્‌માં સંપૂર્ણ વિરાગ અને પરમાત્મામાં સંપૂર્ણ પ્રેમ બતાવે છે. પ્રેમી જન જો પોતાના પ્રેમપાત્રને પામીને સર્વ કંઈ ભૂલીન જાય, તો તે પ્રેમી કહી શકાય નહિ. પ્રેમી તો તે છે કે, જે પોતાના પ્રિયતમના પ્રેમમાં સર્વ કંઈ ભૂલી જાય છે, એટલું જ નહિ પણ પોતાના પંડને પણ ભૂલી જાય છે. આવા પ્રકૃતિમાં સર્વથા વિરક્ત અને પરમાત્માના પ્રેમમાં નિમગ્ન ઉપાસકને આગળ, પાછળ, જમણીગમ, ડાબીગમ, નીચે, ઉંચે, સર્વ સ્થળે પરમાત્માજ પરમાત્મા નજરે પડે છે. માટે જ એને માટે કહ્યું છે કે, “ પરમાત્માજ સર્વ ભૂતરૂપ થઇ ગયો છે.” સર્વ ભૂત અને ભૌતિક પદાર્થો પોત પોતાના સ્વરૂપમાં વિદ્યમાન છે, પણ એની દૃષ્ટિ કેવળ પરમાત્મા ઉપર જ છે અને એ પરમાત્માના આનંદમાં કેવળ જડ જગત્‌ને ભૂલી જાય છે, એટલુંજ નહિ, પણ પોતાના સ્વરૂપને પણ ભૂલી જઇ એના સ્વરૂપમાં મગ્ન રહે છે. તે જગત્‌ની બાબતમાં ભર નિદ્રામાં છે અને પરમાત્માના દર્શનમાં જાગતો છે. એનું જગત્ પણ પરમાત્માજ છે. આનું નામ જ **पर वैराग्य, असंप्रज्ञात समाधि** છે.

આ અવસ્થામાં ઉપાસકના શોક-મોહની સંભાવના જ રહેતી નથી, કારણ કે પરમાત્મા નિરતિશયાનંદ સ્વરૂપ છે. એમાં નિમગ્ન પુરૂષને શોક-મોહ કયાંથી આવે ? પરમાત્માના દર્શન થતાંની સાથેજ તેનો અત્યંત ઉચ્છેદ થઇ જાય છે. આ જીવન્મુક્તિ છે, જેનું ફળ જીવતાં ભોગવાય છે અને એ પછી વિદેહ—મુક્તિનું દ્વાર ખુલે છે.—યોગશાસ્ત્રના વ્યાસ-ભાષ્યમાં કહ્યું છે કેઃ—પથારીમાં, વા આસન ઉપર બેઠો હોય, વા રસ્તે ચાલતો હોય,

પરંતુ જે પોતાના સ્વરૂપમાં સ્થિત છે, એટલે તૈલધારાની પેઠે જ્યારે પરમાત્માના સ્વરૂપનું અખંડ ચિન્તન કરે છે અને જેના અંતઃકરણમાં સંદેહોનો ક્ષય થઇ ગયો છે, અને જે સંસારના દુઃખનાં બીજ ( શોક-મોહ ) નો નાશ કરવામાં ધ્યાન રાખે છે, તે નિત્ય મુક્ત છે અને આનંદ—ભોગનો અધિકારી છે. એજ **निरोध** વા **निःसंकल्पावस्था** વા **स्वस्वरूपानुसंधानावस्था** છે.

આ નિર્વિકલ્પ સમાધિના આનંદનું ગીતામાં આ પ્રમાણે નિરૂપણ કરેલું છેઃ—

**यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।**
**यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥ ६-२० ॥**
**सुखमात्यन्तिकं यत् तद् बुद्धिग्राह्यमतीन्द्रियम् ।**
**वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥ ६-२१ ॥**

અર્થ—યોગ સેવાથી એટલે યોગનો નિરંતર અભ્યાસ કર્યાથી, નિરૂદ્ધ એટલે નિરૂદ્ધાવસ્થામાં આવેલું, ચિત્ત અર્થાત્ ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત એવી જે ચિત્તની અવસ્થાઓ તેના જુદા જુદા વૃત્તિ-પરિણામ પામવાના સ્વભાવથી થાય છે તેમાંની અત્યંત અપરિ-ણામી એવી વૃત્તિશૂન્ય જે નિરૂદ્ધાવસ્થા તેમાં આવેલું ચિત્ત, જ્યાં એટલે જે પરમ નિર્વિકલ્પમાં, ઉપરમે છે અર્થાત્ કેવળ નષ્ટપ્રાય થાય છે, કેમકે જ્યારે વૃત્તિઓ શમી ગઈ ત્યારે ચિત્ત રહ્યું જ નહિ અને કેવળ એકાકાર આત્મરૂપતા જ વિસ્તરી એટલે તે આત્મામાંજ ઉપરમ્યું, એમ જે અવસ્થામાં ચિત્ત કેવળ નિર્મૂલ થઈ જાય છે તે પરમ નિર્વિકલ્પ યોગાનંદની સ્થિતિ છે. એમાંજ યોગી આત્માને આત્મામાં દેખે છે ને આત્મામાં વિરમે છે, અર્થાત્ બધું પછી એકરસ આત્મરૂપજ પ્રકાશે છે. ( ૬–૨૦ ). વળી એમાં સુખ પણ જે અનુભવાય છે તે કેવળ પરાકાષ્ઠાનું છે, તેના જેવું બીજું કોઇ નથી કે જેની સાથે તેની તુલના કરી સમજણ પાડી શકાય, માટેજ એ સુખને, આત્ય-ન્તિક એટલે અંતનું, પરાકાષ્ઠાનું, સર્વોત્તમ, અવર્ણ્ય કહ્યું છે, કે જેનાથી બીજું વધારે ત્રિકાલમાં પણ હોઇ જ ન શકે. એ સુખ

એવું છે, માટેજ તે કેવળ અતીન્દ્રિય એટલે ઇન્દ્રિયોથી ગ્રહણ ન થઇ શકે તેવું છે, ને તેથી માત્ર બુદ્ધિ-ગ્રાહ્ય એટલે બુદ્ધિ વડેજ સમજી શકાય તેવું છે, એટલે કે જેનું હાલ અનુમાન કરી શકાય, પણ જે અનુભવાય ત્યારેજ વાસ્તવિક રીતે સમજાય એવું છે. માટેજ આવા સુખને અનુભવ્યા પછી, જેને વિષે સ્થિત થયો સતો એટલે જે અસંપ્રજ્ઞાત સમાધિમાં સ્થિત થયા પછી, તત્ત્વ એટલે બ્રહ્માનંદ તેનાથી કોઇ પણ કારણે વિક્ષિપ્ત થતો નથીજ (સદ્‌ગત મણિભાઇ)૦ આ અવસ્થામાં બાહ્ય ઇંદ્રિયો જોતા છતાં પણ જોતી નથી, કારણકે મન પરમાત્મામાં લીન થઈ ગયું છે અને એની આજ્ઞા વિના ઇન્દ્રિયોની તાકાત નથી કે બાહ્ય જગત્‌ને ગ્રહણ કરી શકે. એની સર્વ કામના, સર્વ રસ, સર્વ ગંધ અને સર્વ આનન્દ પરમાત્મામાં છે. એ વસ્તુની પ્રાપ્તિ માટે તે અનાત્મા તરફ જતો નથી. હવે એને બીજા કોઈ પદાર્થની અપેક્ષા રહેતી નથી. માનો, સમગ્ર વિશ્વ એને માટે પરમાત્મા છે,

**स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरं शुद्धमपापविद्धम्।**
**कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान् व्यदधाच्**
**छाश्वतीभ्यः समाभ्यः ॥ ८ ॥**

**અર્થ**—જે, **शुक्रं**=પ્રકાશસ્વરૂપ, સર્વ શક્તિમાન્, **अकायं**= ત્રણે પ્રકારનાં શરીરથી રહિત, નિરાકાર, **अव्रणं**=છિદ્ર રહિત, અચ્છેદ્ય, **अस्नाविरं**=નાડી વગેરેથી રહિત, **शुद्धं**=પવિત્ર, અવિદ્યાદિદોષથી રહિત, **अपापविद्धं**=પાપશૂન્ય, **कविः**=સર્વજ્ઞ, **मनीषी**= બધા જીવોની મનોવૃત્તિને જાણનાર, **परिभूः**=સર્વોનો અધ્યક્ષ, દુષ્ટોને દંડનાર, **स्वयंभूः**=કારણ રહિત છે, **सः**=તે, પરમાત્મા, **पर्यगात्**=સર્વત્ર વ્યાપ્ત છે. એણે, **शाश्वतीभ्यः**=નિરંતર, **समाभ्यः**= વર્ષોને માટે, અથવા **शाश्वतीभ्यःसमाभ्यः**=સનાતન જીવરૂપ પ્રજાઓને માટે, **अर्थान् व्यदधात्**=પદાર્થોને રચ્યા છે.

**વિવેચન**—ઉપલા બે મંત્રોમાં જે આત્માનું વર્ણન કર્યું તેના સ્વરૂપનું નિરૂપણ આ મંત્રમાં છે. એ પરમાત્મા વિભુ હોવાથી

સર્વત્ર વિરાજમાન છે, તેથી તે સ્થૂલ-સૂક્ષ્મ-કારણ એ ત્રણે શરીરોથી રહિત છે. તેથી નસ, નાડી, વ્રણ વગેરે વિકારોથી શૂન્ય છે, તેથી શુદ્ધ પવિત્ર અને પાપ-રહિત છે. તે આદિ કવિ, સર્વજ્ઞ, મેધાવી છે. તે મનનો અન્તર્યામી છે, ને સર્વનો ઉપરી છે. તે સ્વયં સત્તાત્મક સ્વતંત્ર છે. એ સર્વેનું આદિ કારણ છે. એણે હમેશને માટે કલ્પની આદિમાંજ સર્વે પદાર્થો બનાવ્યા છે અને વેદ-વિદ્યા દ્વારા ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો ઉપદેશ જીવને કર્યો છે. આવા પરમ કરૂણાલય પિતાની શરણમાં જવાથી તૃષ્ણા મટે છે, હૃદય તૃપ્ત થાય છે અને જીવન ચરિતાર્થ થાય છે, માટે સૌ મુમુક્ષુ જનોએ એવા પરમ આત્માની ઉપાસના કરવી ઘટે છે. ૮.

---

## સંબંધ—૪.

જ્ઞાન અને કર્મ એ બેના સમુચ્ચયથી જીવન સફળ થાય છે, એ વિષયનું વર્ણન પૂર્વે કરીને, પરમાત્માના સ્વરૂપનું સવિસ્તર વર્ણન કરેલું છે. હવે એ બેના સમુચ્ચયથી જીવનનો ઉદ્દેશ પરિપૂર્ણ થાય છે, બીજી રીતે નહિ, એ વિષયનું વર્ણન કરવાને કર્મહીન જ્ઞાન અને જ્ઞાનહીન કર્મની નિન્દા કરે છે.

**अन्धंतमः प्रविशन्ति येऽविद्यामुपासते ।**
**ततो भूय इव ते तमो य उ विद्यायां रताः ॥ ९ ॥**

**અર્થ—ये**=જેઓ, **अविद्यां**=કર્મનું, **उपासते**=સેવન કરે છે, તેઓ, **अन्धंतमः प्रविशन्ति**=ગાઢ અંધકારમાં રહે છે, દુઃખી થાય છે, **उ**=અને, **ये विद्यायां रताः**=જેઓ શુષ્ક જ્ઞાનમાં તત્પર રહે છે, **ते**=તેઓ, **ततः**=તેથી પણ, **भूय इव**= નક્કી વધારે અંધકારમાં પ્રવેશ કરે છે.

**વિવેચન**—જે પુરૂષો જ્ઞાનનો ત્યાગ કરીને કેવળ કર્મનું સેવન કરે છે, તેઓ અંધકારમાં રહે છે—અજ્ઞાની રહે છે ને દુઃખી રહે છે. તેઓ પ્રયત્ન તો કરે છે, પરંતુ તેમની કને પ્રકાશ નથી.

તેઓ પગ ઉપાડે છે, ઠોકરો ખાય છે અને પડે છે. જે સ્થાને તેઓને જવું છે ત્યાં જવું એમને માટે અસંભવ જેવું છે. તેઓની સાથે રસ્તો બતાવનાર પ્રકાશ નથી એટલુંજ નહિ, પણ એમનાં કર્મ પણ ઉંચી શ્રેણીનાં નથી. ત્યાં જવાના રસ્તામાં અનેક પદાર્થો છે, તેના મોહમાં પડે છે, અને એમની તૃષ્ણા મટતી નથી. જેના દર્શનથી તૃષ્ણા મટી જાય, એ હજી એમનાથી અદ્દશ્ય છે. એ મેળવવાને તો પ્રકાશની જરૂર છે. જે ક્ષણે એમના પ્રયત્નને પ્રકાશ મળ્યો, તેજ ક્ષણે ક્ષુદ્ર કામનાનો ત્યાગ કરી એની પ્રાપ્તિ તેઓ કરી શકશે.

પણ જે મનુષ્યો કર્મનો ત્યાગ કરીને કેવળ જ્ઞાનમાં રાગ રાખે છે, તેઓ તો વધારે ઘોર અંધકારમાં પડેલા છે. પ્રકાશ તો માત્ર માર્ગ બતાવે છે. તે આપણને ગન્તવ્ય સ્થાને ઉપાડી લેઇ જતો નથી. ત્યાં પહોંચવાને માટે કર્મની જરૂર છે. પગ ઉ-પાડ્યા વગર ત્યાં પહોંચાય તેમ નથી અને હાથ લાંબો કર્યા વગર આસપાસની વસ્તુ પણ હાથમાં આવતી નથી. એમનાથી તો જેઓ અંધારામાં રહી હાથ પગનો ઉપયોગ કરી રહ્યા છે, તેઓ ઘણા શ્રેષ્ઠ છે. આવા જ્ઞાનના અભિમાની કેવળ કર્મથી હીન રહે છે એટલું જ નહિ, પણ જ્ઞાન પણ એમને માટે વિડંબના માત્ર છે, કારણ કે જ્યાં સુધી શુભ કાર્યો વડે અંતઃકરણ શુદ્ધ થતું નથી, ત્યાં સુધી જ્ઞાન કદાપિ ઉત્પન્ન થતું નથી. ૯,

આ મંત્ર ઉપર એક વિદ્વાને જણાવેલા વિચાર ધ્યાન આપવા લાયક હોવાથી અહિં લખવામાં આવે છે—જેઓ જ્ઞાનની ઉપેક્ષા ( તિરસ્કાર ) કરી કેવળ કર્મ-પરાયણ રહે છે, તેઓ ઘોર, પ્રકૃષ્ટ, અજ્ઞાન-જનિત દુઃખ ભોગવે છે, પરંતુ જેઓ સમસ્ત કર્મોને છોડી દેઈ કેવળ જ્ઞાનમાં ( શુષ્ક શબ્દાર્થ વાદમાં ) રત રહે છે, તેઓ તો તેથી પણ વધારે દુઃખ ભોગવે છે. આ વાત સર્વથા સત્યજ છે. કર્મ અને જ્ઞાન એ બે અન્યોન્ય સહકારી છે. કર્માનુવિદ્ધ જ્ઞાન છે અને જ્ઞાનાનુવિદ્ધ કર્મ છે. જ્ઞાનદ્વારા ક્રિયાની ઉત્પત્તિ થાય છે અને ક્રિયા દ્વારા પુનઃ જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. જ્ઞાન કર્મમાં ઉપયોગી છે અને કર્મ જ્ઞાનમાં ઉપયોગી

છે, તેથી જ્ઞાન અને કર્મ અન્યોન્યાનુવિદ્ધ, પરસ્પર સહકારી, અને ઈતરેતરાપેક્ષ હોવાથી જ્ઞાન પણ કર્મોપયોગી હોવાથી તિરસ્કરણીય નથી, તેમ કર્મ પણ જ્ઞાન-પ્રાપ્તિનું સાધન હોવાથી ગર્હણીય નથી, પરંતુ એ બેઉ આદરણીય છે, કારણ કે સૃષ્ટિમાં એ બેઉ ઘણાં ઉપયોગી છે. સંસાર તથા પરમાર્થ માટે જીવને એ બેઉની અત્યન્ત આવશ્યકતા છે. જેમ આકાશમાં પક્ષી ઉડવાને માટે એક પાંખને અવલંબી બીજી પાંખને ફેલાવે છે અને ફરીને બીજી પાંખને અવલંબી પ્રથમની પાંખને ફેલાવે છે અને એ પ્રમાણે ઉડે છે, અથવા જેમ માણસ એક પગ ઉપર ઉભો રહી બીજો પગ ઉપાડી ભૂમિ ઉપર મૂકે છે અને ફરીને બીજા પગ ઉપર ઉભો રહી પ્રથમનો પગ ઉપાડી ભૂમિ ઉપર મૂકે છે અને એ રીતે ચાલે છે, તેવીજ રીતે જીવ જ્ઞાનના અવલંબન વડે કર્મ કરે છે અને કર્મના અવલંબન વડે જ્ઞાન પ્રાપ્ત કરે છે અને એ પ્રમાણે બેઉની સહાયતા વડે ભોગાપવર્ગ સંપાદન કરે છે, તેથી કરીને જ્ઞાન અને કર્મનો પરસ્પર વિરોધ હોઈ શકતો નથી, પરંતુ એક બીજાની અપેક્ષા જોવામાં આવે છે. કર્મને જ્ઞાનની અપેક્ષા છે અને જ્ઞાનને કર્મની અપેક્ષા છે, એટલે કર્મની સિદ્ધિ માટે જ્ઞાન અવશ્ય છે અને જ્ઞાનની પ્રાપ્તિ માટે કર્મ અવશ્ય છે. આ પ્રમાણે જ્ઞાન અને કર્મ અન્યોન્યાનુવિદ્ધ છે એમ સિદ્ધ થયું.

પ્રાણીઓની શરીર–રચના જોવાથી પણ આ વાત સિદ્ધ થઈ જાય છે, કારણ કે શરીરમાં જેમ જ્ઞાનેન્દ્રિયો છે તેમ કર્મેન્દ્રિયો પણ છે, અને એ બે પ્રકારની ઇન્દ્રિયો વડે શરીરસ્થ જીવ કામ કરે છે. જો જીવોની ફલ-સિદ્ધિ કેવળ શુષ્ક જ્ઞાનથી જ થઇ શકતી હોય, તો એની શરીરસ્થ કર્મેન્દ્રિયો વ્યર્થ થઈ પડશે, અથવા કેવળ અંધ કર્મ વડે ફલ-ભોગ જો જીવને પ્રાપ્ત થઈ શકતો હોય, તોએ શરીરની જ્ઞાનેન્દ્રિયો વ્યર્થ થઈ પડશે. એ બેઉ પ્રકારની ઇન્દ્રિયો નિરર્થક નથી. કર્ત્તાનાં કરણ ( સાધન ) નિષ્પ્રયોજન હોતાં નથી. કરણોને જોઇને કર્તાનાં કર્મધર્મનું અનુમાન કરવામાં આવે છે. લેખની, મસીપત્ર, પત્ર, પુસ્તક

વગેરે જોઇને લેખકત્વનું અનુમાન થાય છે. તુરી, વેમ, સૂત્ર વગેરે જોઇને પટકારત્વનું અનુમાન થાય છે. તેવી રીતે પ્રાણીઓનાં શરીરમાં કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો જોઇને શરીરના અધિષ્ઠાતા જીવના કર્તૃત્વનું (અર્થાત્ ચેતનત્વનું) અનુમાન થાય છે. એટલા માટે જ શરીર-રચનાથી સિદ્ધ થાય છે કે, શરીરસ્થ જીવ **क्रतुमय** અને **ज्ञानमय** છે, એટલે પ્રયત્નશીલ અને જ્ઞાનશીલ છે. જુવો વેદનો મંત્ર—

**उप त्वाग्ने दिवे दिवे दोषावस्तर्धिया वयम् ।**
**नमो भरन्त एमसि ॥ ऋ० १-१-७ ।**

આ મંત્રમાં આવેલો **धी** શબ્દ બહુજ ધ્યાન આપવા જોગ છે. એ ઉપાસનાનાં સાધનોનો બોધક શબ્દ છે, **डुधाञ् धारण-पोषणयोर्दानेऽपि, धीङ् आधारे, ध्यै चिन्तायाम्**—એ ત્રણે ધાતુ પરથી એ શબ્દ બનેલો છે. તેનો અર્થ એમ છે કે—જે સકળ વ્યવહારને ધારણ કરે છે અને વધારે છે, જે સાધ્ય નામ પ્રાપ્ય વસ્તુઓની સિદ્ધિ કરાવે છે, જે સમસ્ત વ્યવહાર-પ્રપંચનો આધાર છે, જેના વડે ચિન્તા એટલે વિચાર અને ધ્યાન પ્રવૃત્ત થાય છે તે **धी** કહેવાય છે. આવું માહાત્મ્ય અને સામર્થ્ય રાખવાવાળી **धी** છે. યાસ્ક મુનિ **धी**નો અર્થ **क्रिया** અને **प्रज्ञा** આપે છે. ક્રિયા અને પ્રજ્ઞા એ બે સમસ્ત પ્રાણીઓના વ્યવહારને ધારણ કરે છે અને પુષ્ટિ આપે છે, કારણ કે સકળ લોકવ્યવહાર કર્મ અને જ્ઞાનને આશ્રયે ચાલે છે. કર્મ અને જ્ઞાન એ બે સમસ્ત વ્યવહારના આધાર છે. શરીરસ્થ જીવ કર્મમય અને જ્ઞાનમય છે. જીવરૂપ પક્ષીને કર્મ અને જ્ઞાન એ બે પાંખો છે, તેની મદદથીજ સંસારરૂપી અંતરિક્ષમાં જીવરૂપી પક્ષી ઉડે છે, તેથીજ વેદમાં જીવને **सुपर्ण** કહેલ છે. જેમ એક પાંખ વડે પક્ષી ઉડી શકતું નથી, તેવીજ રીતે કેવળ જ્ઞાન વા કેવળ કર્મ દ્વારા જીવોને નથી ભોગ પ્રાપ્ત થતો કે નથી અપવર્ગ સિદ્ધ થતો. કર્મ અને જ્ઞાન એ બે વિના ભોગાપવર્ગની સિદ્ધિ નથી થતી, માટે એ બેઉની પરમ આવશ્યકતા છે. ૯.

**अन्यदेवाहुर्विद्याया अन्यदाहुरविद्यायाः ।**

**इति शुश्रुम धीराणा ये नस्तद्विचचक्षिरे ॥ १० ॥**

**અર્થ—विद्यायाः**=વિદ્યાનું, **अन्यत् एव**=જુદુંજ ફળ છે એમ, **आहुः**=કહેવાય છે, અને **अविद्यायाः**=કર્મનું **अन्यत् आहुः**= જુદું ફળ છે એમ કહેવાય છે. **इति**=આ પ્રકારે, **धीराणां**=જ્ઞાની પુરૂષોનું વચન, **शुश्रुम**=અમે સાંભળ્યું છે, **ये**=જેઓ, **नः**= અમને, **तत् विचचक्षिरे**=તેનો ઉપદેશ કરી ગયા છે.

**વિવેચન**—જે જ્ઞાની પુરૂષો કર્મ અને જ્ઞાનના તત્ત્વને સમજતા હતા, તેઓ કહી ગયા છે કે, જ્ઞાન અને કર્મ એ બેઉનું ભિન્ન ભિન્ન ફળ છે, જેમકે **ऋते ज्ञानान्न मुक्तिः**—જ્ઞાન સિવાય મોક્ષ મળતો નથી અને—**स्वर्गकामो यजेत**—યજ્ઞાદિ શુભ કર્મનું ફળ સ્વર્ગ એટલે શ્રેષ્ઠ સુખ મળે છે. આ બેમાંથી એકનો ત્યાગ કરવાથી આપણું જીવન એક અંશમાં અધૂરૂં રહે છે. પરિપૂર્ણ જીવનને માટે બેઉની જરૂર છે. ૧૦.

**विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं सह ।**

**अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते ॥ ११ ॥**

**અર્થ—यः**=જે, **विद्यां**=વિદ્યા, **च च**=અને, **अविद्यां**=અવિદ્યા-કર્મ, **ततुभयं**=તે બેઉને, **सह**=સાથે સાથે, **वेद**=જાણે છે, તે, **अविद्यया**=કર્મવડે, **मृत्युं**=મૃત્યુરૂપી અધમ પાપનો, અન્તઃકરણની અશુદ્ધિનો, **तीर्त्वा**=ત્યાગ કરીને, **विद्यया**=જ્ઞાન વડે, **अमृतं**= મોક્ષને, **अश्नुते**=પામે છે.

**વિવેચન**—જે પુરૂષ વર્ણાશ્રમ-વિહિત કર્મના અનુષ્ઠાનદ્વારા જ્ઞાનોત્પત્તિનાં વિરોધી પ્રાચીન પાપ કર્મને દૂર કરે છે, તેનાજ અંતઃકરણમાંથી તમામ મેલ દૂર થઈ ચિત્ત સ્વચ્છ થાય છે. પછી જ્ઞાન દ્વારા બ્રહ્મને પ્રાપ્ત થાય છે. આ શ્રુતિના અનુવાદમાં મનુસ્મૃતિનો નીચલો શ્લોક છે—

**तपसा किल्बिषं हन्ति विद्ययाऽमृतमश्नुते ॥ १२-१०४ ॥**

તપવડે એટલે ફલાશા તજીને વર્ણાશ્રમ-વિહિત કર્માનુષ્ઠાન

વડે ચિત્ત નિર્મલ થાય છે અને પછી જ્ઞાન વડે મોક્ષ થાય છે. વળી ગીતામાં કહ્યું છે કે :—

**यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।**
**एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥**

જ્ઞાની જે સ્થાન મેળવે છે, તે સ્થાન નિષ્કામ બુદ્ધિથી કામ કરનારને મળે છે, એટલે નિષ્કામ કર્મ કદિ પણ જ્ઞાનનું વિરોધી નથી, માટેજ યોગવાસિષ્ઠમાં કહ્યું છે કે, કેવળ કર્મ એ મોક્ષનું કારણ નથી, તેમ કેવળ જ્ઞાન એ પણ મોક્ષનું કારણ નથી. કર્મ અને જ્ઞાન એ બેઉ વડેજ મોક્ષ મળે છે. કર્મ કરવાથી મન નિર્મલ થાય છે પણ મોક્ષ મળતો નથી અને મનની શુદ્ધિ વિના કેવળ જ્ઞાનથી પણ મોક્ષ મળતો નથી. તાત્પર્ય એ છે કે, શાસ્ત્રોના જ્ઞાનનો નિશ્ચય મનની શુદ્ધિ વિના તેમાં ઠરતો નથી. એટલા માટે મોક્ષને સારૂ કર્મ અને જ્ઞાન એ બેઉની જરૂર છે. કર્મવડે મનની શુદ્ધિ થાય છે અને તેથી તેમાં જ્ઞાન ઉપજે છે અને જ્ઞાનવડે મોક્ષ મળે છે. જેમ પક્ષીને આકાશમાં ઉડવાને બે પાંખોની જરૂર પડે છે તેમ મનુષ્યમાત્રને મોક્ષ પામવાને કર્મ અને જ્ઞાન બેઉની જરૂર છે. ૧૧.

ઉપરના ત્રણે મંત્રનો અભિપ્રાય એમ છે કે :—કેવળ કર્મથી કે કેવળ જ્ઞાનથી મુક્તિ મળતી નથી. જો કેવળ કર્મ કરવામાં આવે અને જ્ઞાન સંપાદન કરવામાં ન આવે, તો કર્મ અધમ પ્રકારનાં થશે, અને જગતની લાલચોમાં ફસાઈ જવાશે, અને પરમાત્માના જ્ઞાનના પરમ આનંદશૂન્ય રહેવું પડશે. આમ તમારૂં જીવન પોતાના ઉદ્દેશમાં અધૂરૂં રહેશે. પરંતુ જો તમે કર્મનો ત્યાગ કરી કેવળ જ્ઞાનનો આશ્રય લેશો, તો તમે કશાએ કામના નહિ રહો. જ્ઞાન તમારી પાસે ધોખારૂપ છે, કારણ કે જ્ઞાન શુદ્ધ હૃદયમાં ઉત્પન્ન થાય છે અને હૃદયની શુદ્ધિ પવિત્ર કર્મોનું ફલાશા તજીને સેવન કરેથી થાય છે. જ્ઞાન કર્મોનો ત્યાગ કરાવતું નથી પણ હૃદયને વિશાળ બનાવે છે. જ્ઞાન તો એમ કહે છે કે, કર્મ કદિ પણ ત્યાજ્ય નથી. તે તમારૂં જીવન છે, તે મૃત્યુથી એટલે પાપથી, અશુદ્ધિથી, નિર્ધનતાથી બચાવનાર

છે, પરંતુ તમારે એના વિષયમાં વ્યાપારી થવું નહિ, ફળની આશા રાખીને કરવાં નહિ. ઉદાર બની, કર્તવ્ય સમજીને કર્મ કરવાં અને પરમાત્માને તે કર્મ સમર્પણ કરવાં. એથી કરીને કર્મ અને જ્ઞાનને એક બીજાં સાથે સંયુક્ત રાખવાં, પણ એ જોડને કદિ પણ જુદી રાખવી નહિ.

**अन्धंतमः प्रविशन्ति येऽसंभूतिमुपासते ।**
**ततो भूय इव ते तमो य उ संभूत्यां रताः ॥ १२ ॥**

**અર્થ—ये**=જેઓ, **असंभूतिं उपासते**=પ્રકૃતિને સેવે છે તેઓ, **अन्धंतमः प्रविशन्ति**=ગાઢ અંધકારમાં પ્રવેશ કરે છે, એટલે અજ્ઞ, દુઃખી રહે છે, જન્મ-મરણના ચક્રમાં આવે છે, **उ**=પણ, **ये**=જેઓ, **संभूत्यां रताः**=કેવળ પરમાત્માના જ્ઞાનમાં મગ્ન રહે છે, **ते**=તેઓ, **ततः भूय इव तमः**=તેથી પણ વધારે અંધકારમાં પેસે છે, વધારે દુઃખી રહે છે, વધારે અધમ યોનિમાં જન્મ લે છે.

**વિવેચન**—જે પુરૂષો પરમાત્માનો ત્યાગ કરી કેવળ જડ પ્રકૃતિનું સેવન કરે છે અને એમ સમજે છે કે, પ્રકૃતિજ સૃષ્ટિની ઉત્પાદક, રક્ષક ને પ્રલય કરવાવાળી છે, એના સિવાય અન્ય કોઈ એનો પ્રેરક નથી, અને તેથી કરીને પ્રાકૃત પદાર્થોનું જ્ઞાન મેળવવું અને પ્રાકૃત પદાર્થો પ્રાપ્ત કરવા એ મનુષ્યનું કર્તવ્ય છે, અને આત્મા પરમાત્મા કોઈ નથી, અને એનું જ્ઞાન મેળવવું જરૂરનું નથી, એવા નાસ્તિક લોકો અજ્ઞ છે. તેઓ વારંવાર જન્મ-મરણ લેઇ મહાદુઃખ ભોગવે છે, પણ મુક્તિ-સુખ મેળવી શકતા નથી.

પરંતુ જે પુરૂષો પ્રકૃતિનો ત્યાગ કરીને કેવળ પરમાત્મામાં રાગ રાખે છે, જેઓ એમ માને છે કે, પરમાત્મા સિવાય કોઈ બીજી વસ્તુ નથી, અને તેથી માણુસને કેવળ જ્ઞાનની અપેક્ષા છે, કર્મની અપેક્ષા નથી, એવા શુષ્ક અભિમાની તો પ્રકૃતિવાદીથી અધિક અંધારામાં છે, કારણ આ પ્રકૃતિ અને શરીરને છોડી માણુસ કદાપિ પરમાત્માને મેળવી શકતો નથી. એ જ

પોતાનાં કાર્યોમાં પરમાત્માનું અસ્તિત્વ પ્રગટ કરે છે, અને પરમાત્માની પ્રાપ્તિનું સાધન છે. આપણે તો પ્રથમ સ્થૂલતમનું જ્ઞાન મેળવવું જોઇએ, અને તે પછી સ્થૂલતર, સ્થૂલ, સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને છેવટે સૂક્ષ્મતમનું જ્ઞાન મેળવી પરમાત્માનું જ્ઞાન મેળવી શકીએ છીએ. આ જ જ્ઞાનની પ્રાપ્તિનો ક્રમ છે. પ્રકૃતિને જાણ્યા વિના પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન કદિ પ્રાપ્ત થતું નથી, માટે પ્રથમથીજ કેવળ પરમાત્માનું જ્ઞાન મેળવવા માટે યત્ન કરનાર પોતાના યત્નમાં સફળ થતો નથી. ૧૨.

**अन्यदेवाहुः संभवादन्यदाहुरसंभवात् ।**
**इति शुश्रुम धीराणां ये नस्तद्विचचक्षिरे ॥ १३ ॥**

**અર્થ—संभवात् अन्यत् एव आहुः**=પરમાત્મજ્ઞાનથી જુદું જ ફળ મળે છે એમ કહેવાય છે, અને **असंभवात् अन्यत् आहुः**=પ્રકૃતિના જ્ઞાનથી જુદું ફળ મળે છે એમ કહેવાય છે. **इति** આ પ્રકારે, **धीराणां शुश्रुम**=વિજ્ઞાની પુરૂષો કનેથી અમે સાંભળ્યું છે, **ये**=જેઓ, **नः**=અમને, **तत् विचचक्षिरे**=તેનો ઉપદેશ કરી ગયા છે.

**વિવેચન**—જેઓને પ્રકૃતિ તથા પરમાત્માનો વિવેક છે, તેઓનું કહેવું એમ છે કે, પરમાત્માના જ્ઞાનનું ફળ એક (મોક્ષ) છે, અને પ્રકૃતિના જ્ઞાનનું ફળ બીજું ( ભોગ ) છે. જો કોઈ માણુસ એકનું જ્ઞાન સંપાદન કરે અને બીજાનું ન કરે, તો જેનું જ્ઞાન નથી મેળવ્યું તેના ફળથી તે વંચિત રહેશે અને આમ એનું જીવન અધૂરૂં રહેશે. ૧૩.

**संभूतिं च विनाशं च यस्तद्वेदोभयं सह ।**
**विनाशेन मृत्युं तीर्त्वा संभूत्याऽमृतमश्नुते ॥ १४ ॥**

**અર્થ—यः**=જે, **संभूतिं**=પરમાત્મ-જ્ઞાનને, **च च**=અને, **विनाशं**=પ્રકૃતિના જ્ઞાનને, **तत् उभयं**=તે બેઉને, **सह वेद**=સાથે જાણે છે, તે **विनाशेन**=પ્રકૃતિના જ્ઞાનવડે, **मृत्युं तीर्त्वा**=સંસારની નિર્ધનતા અને કૃપણતા રૂપ મૃત્યુને દૂર કરી, **संभूत्या अमृतं अश्नुते**=પરમાત્મ-જ્ઞાનથી મોક્ષ-સુખને પામે છે.

**વિવેચન**—પ્રકૃતિને જાણ્યા વગર પરમાત્મ-જ્ઞાન વંચના માત્ર છે. ખરી રીતે પ્રકૃતિના ઉપાસકો પ્રકૃતિને જ પરમાત્મા સમજે છે. એવા પુરૂષો કેવળ અપવર્ગથી વંચિત રહે છે એટલુંજ નહિ, પણ સાંસારિક ભોગ પણ તેમનાથી દૂર રહે છે, સાંસારિક નિર્ધનતા તથા કૃપણતાથી પીડિત રહે છે. તેઓ નથી અર્થ સિદ્ધ કરી શકતા કે નથી પરમાર્થ સિદ્ધ કરી શકતા. તેમજ સંસારને કલ્પિત માનનારા માણસો લોકમાં કલ્પિતજ રહી જાય છે, એટલે પ્રકૃતિ કલ્પિત છે, ને એક માત્ર બ્રહ્મજ સત્ય છે ને તેથી જેઓ પ્રકૃતિની ઉપેક્ષા કરી કેવળ પરમાત્માના જ જ્ઞાનમાં રાગ રાખે છે, તે માણસો પણ આ સંસારમાં કલ્પિતજ રહી જાય છે, પણ જેઓ પ્રકૃતિના અને પરમાત્માના જ્ઞાનને એક બીજાના સહાયક જાણી તે બંને જ્ઞાન સાથે સાથે સંપાદન કરે છે, તેઓજ પરમાત્માના જ્ઞાન-પૂર્વક પ્રકૃતિના જ્ઞાનથી સાંસારિક નિર્ધનતારૂપ મૃત્યુને જીતીને, પ્રકૃતિના જ્ઞાન-પૂર્વક પરમાત્માના જ્ઞાનથી મોક્ષ-સુખને મેળવે છે. આ રીતે વર્તનારનાં શરીર તથા જીવાત્મા કર્મ અને જ્ઞાન દ્વારા જીવનને સર્વ રીતે પૂર્ણ બનાવી દે છે.

ઉપરના ત્રણ મંત્રોનું તાત્પર્ય એ છે કે:—

જીવાત્મા કેવળ પ્રકૃતિના જ્ઞાનથી કે કેવળ પરમાત્માના જ્ઞાનથી કૃતકૃત્ય થતો નથી, પણ બેઉના જ્ઞાનથી કૃતકૃત્ય થાય છે. કેવળ પ્રકૃતિ અને એનાં કાર્યના જ્ઞાનથી તે અર્થ અને કામ મેળવી શકે છે, પણ પરમ આનંદ મેળવી શકતો નથી. તેથી કરીને એના જીવનનો ઉદ્દેશ અપૂર્ણ રહે છે. તેમ પ્રકૃતિનો ત્યાગ કરવાથી માણસ કદાપિ પરમાત્માને પામતો નથી, કારણ પ્રકૃતિજ એની પ્રાપ્તિનું સાધન અને દ્વાર છે. પ્રથમ વ્યક્ત, પછી અવ્યક્ત, અને છેવટે પરમાત્માનું જ્ઞાન થાય છે, એટલે પ્રકૃતિના જ્ઞાન થયા વિના પરમાત્માનું જ્ઞાન થતુંજ નથી, કારણ તે **परागति** છે, માટે જે પ્રકૃતિનું અને પરમાત્માનું જ્ઞાન સાથે સાથે મેળવે છે, તે માણસનું જીવન સફળ થાય છે, કારણ કે પ્રકૃતિના જ્ઞાનથી અર્થ અને કામ સિદ્ધ થાય છે અને પરમાત્માના જ્ઞાનથી મોક્ષ થાય છે, અને એ બેઉના જ્ઞાન માટે ધર્માનુષ્ઠાન કરવું પડે છે.

આમ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ જે ચાર **પુરુષાર્થ**ને નામે પ્રખ્યાત છે, તે ચારે સંપાદન થાય છે અને માણુસનું પોતાનું જીવન પૂર્ણુ થાય છે, અને સંસારમાંથી બચી જાય છે. ૧૪.

---

## સંબંધ—૫.

પરમાત્માના સ્વરૂપનું નિરૂપણુ કરી એનો સાક્ષાત્કાર એ મોક્ષનું સાધન છે એમ કહ્યું પણુ ઈશ્વરનું દર્શન કેવળ શ્રવણુાદિથી થતું નથી, પણુ તેની કૃપાથી થાય છે ( જુવો, કઠોપનિષદ્=૨–૨૩ )૦ તેથી હવે અન્તમાં શ્રીપ્રભુની કૃપા માટે પ્રાર્થના કહેલી છે, અથવા ભગવાનના મધુમય ગુણો સાંભળીને એના પ્રેમમાં મગ્ન હૃદય પોતાની મેળે એના દર્શનને માટે પ્રાર્થના કરવા મંડી જાય છે:—

**हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।**
**तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥ १५ ॥**

**અર્થ—पूषन्**=હે પ્રભો, **हिरण्मयेन पात्रेण**=હૃદય-મંદિરમાં, **सत्यस्य**=તું સત્યસ્વરૂપ અવિનાશી પરમાત્માનું, **मुखं**=સ્વરૂપ, **अपिहितं**=ઢંકાયેલું છે, **सत्यधर्माय**=તારા સત્યસ્વરૂપના, **दृष्टये**=દર્શન કરવા માટે, **तत् अपावृणु**=તે સ્વરૂપને પ્રગટ કર—ખુલ્લું કર.

**વિવેચન**—અહિં પ્રભુની કૃપા મેળવવા માટે પ્રાર્થના છે—હે ભગવન્, તુંજ સત્યનો સત્ય, સદા અવિનાશી સ્વરૂપ છે. તારૂં એ નિષ્કલંક સ્વરૂપ હૃદય-મંદિરમાં ઢંકાયેલું છે, તે સ્વરૂપ અમારે માટે તું ખુલ્લું કર, જેથી અમે તેના દર્શન કરી કૃતાર્થ થઇએ.

**બીજો અર્થ—हिरण्मयेन पात्रेण**=સુવર્ણુમય એટલે લોભાવનાર, મોહમાં ફસાવનાર પ્રકૃતિથી, તારા અવિનાશીનું સ્વરૂપ ઢંકાયલું છે. તારા સત્ય સ્વરૂપના દર્શન કરાય એટલા માટે લોભાત્મક પ્રકૃતિને દૂર કર. એટલે, હે પ્રભો, આ પ્રકૃતિના

વિકારભૂત વિષયરૂપી પ્રપંચમાં આસક્ત થવાથી સત્યસ્વરૂપ તારૂં દર્શન અમે કરી શકતા નથી, એટલે આ પ્રકૃતિ અદ્ભુત ભોગો-વડે લોભાવનારૂં રૂપ ધારણ કરી અમારી સામે આવી તારૂં દ્વાર ઢાંકી દે છે, અર્થાત્ ધનાદિના લોભમાં પડવાથી તારૂં દર્શન કરી શકતા નથી. માટે હે દયાનિધે, અમારા હૃદયમાંથી વિષયોનો સંગ દૂર કર. જેથી અમે તારૂં દર્શન કરી કૃતાર્થ થઇએ.

**ત્રીજો અર્થ**—આ મંત્રમાં વ્યષ્ટિસ્વરૂપમાં બ્રહ્મનું વર્ણન છે. આ જગત્માં વ્યષ્ટિઓ ( અલગ અલગ અગ્નિ, સૂર્ય, ચંદ્ર, વરૂણ વગેરે દિવ્ય પદાર્થો ) અનેક છે, તેથી બ્રહ્મનું અનેક પ્રકારે વર્ણન કરવાની શૈલી છે. વ્યષ્ટિ સ્વરૂપમાં બ્રહ્માનો મહિમા અનેક રૂપમાં ગાવામાં આવે છે, અને જે વ્યષ્ટિદ્વારા એના મહિમાનું વર્ણન કરવામાં આવે છે, તે વ્યષ્ટિના નામવડે તેનું વર્ણન ઘણે ભાગે કરવામાં આવે છે. અહિં સૂર્યના નામવડે બ્રહ્મનો મહિમા ગાયો છે. તેથી અર્થ આમ છે :—

**પૂષન્**=હે સૂર્ય, **हिरण्मयेन पात्रेण**=તારા સોનેરી જ્યોતિર્મય મંડલથી ( મારા પ્રિયતમ ) સત્યનું મુખડું ઢંકાઇ ગયું છે. તે તું ખોલ, જેથી હું સત્યના સ્વરૂપનું દર્શન કરી શકું.

**વિવેચન**—સર્વવ્યાપી પરમાત્માનો ભક્ત ઉદય થતા સૂર્યને જોઇને, એમાં પોતાના ઉપાસ્ય દેવનો મહિમા જુવે છે. તે જાણે છે કે, એ ઝરૂખાની અંદર મારો પ્રિયતમ ( પ્રીતમ ) મને જોઈ રહ્યો છે, તેથી તે પોતે પણ એને નિહાળવાને માટે વ્યાકુળ થઈ સૂર્યને કહે છે કે, હે સૂર્ય, તારા આ સોનેરી પડદામાં મારો પ્રીતમ છુપાઈ રહ્યો છે. તું તારો સોનેરી પડદો ખસેડી લે અને મારા વહાલાનું મુખડું જોવા દે. આ વચન જે પ્રેમને વશ થઈ કહેલું છે, તેવો પ્રેમ તમારી અંદર એકવાર પ્રકટ થાય, તો પછી સર્વ વ્યાપી પ્રિયતમને જ્યાં જ્યાં નજર ફેરવશો ત્યાં ત્યાં જોશો. આવો આશય ભિન્ન ભિન્ન દેવતાની ઉપાસનાનો છે. ૧૫.

**पूषन्नेकर्षे यम सूर्य प्राजापत्यव्यूह रश्मीन् समूह ।**
**तेजो यत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि ।**
**योऽसावसौ पुरुषः सोऽहमस्मि ॥ १६ ॥**

**અર્થ—पूषन्**=પુષ્ટિ-બળ-આપનાર, **एकर्षे**=અદ્વિતીય સર્વજ્ઞ, **यम**=સર્વને નિયમમાં રાખનાર, **सूर्य**=સર્વના પ્રકાશન, પ્રકાશ સ્વરૂપ, **प्राजापत्य**=હૃદયમાં વિરાજમાન, પ્રભો, **रश्मीन् व्यूह**= તારાં તેજોમય કિરણોને ફેલાવ અને, **समूह**=એકઠાં કર. **यत् ते तेजः**=તારૂં જે તેજોમય, **कल्याणतमं रूपं**=મંગલમય રૂપ છે, **ते तत् पश्यामि**=તે તારૂં રૂપ હું જોઉં છું. **यः**=જે **असौ असौ पुरुषः** તે પ્રસિદ્ધ પુરૂષ છે, **सः अहं अस्मि**=તે હું છું.

**વિવેચન**—આ મંત્રમાં જીવાત્મા પરમાત્માની પ્રશંસા કરે છે—હે પોષણ કરનાર, અદ્વિતીય ઉપદેષ્ટા, સર્વાન્તર્યામી, પ્રકાશ સ્વરૂપ, હૃદયેશ્વર, પરમાત્મન્, તું કૃપા કરીને તારા વિજ્ઞાનમય કિરણોનો જે પ્રકાશ સર્વત્ર ફેલાયલો છે, તે એકઠો કરી મારા હૃદયમાં એકઠો કર, એટલે મારા હૃદયમાં જ્ઞાન આપ, અને તે વડે તારા કલ્યાણકારી દર્શન કરાવ, જેથી હું એમ કહેવાને શક્તિમાન્ થાઉં કે, તારા મંગલમય સ્વરૂપને હું સર્વ સ્થળે જોઉં છું, અને જે એ પુરૂષ છે તે હું છું.

( ૧ ). નિર્વિકલ્પ સમાધિમાં પરમેશ્વરના સ્વરૂપનો અનુભવ કરનાર જીવાત્મા પોતે પોતાને એના શરણમાં જોતો આ વચન બોલે છે કે, જે તે તે પુરૂષ છે તે હું છું, એટલે અહિં શરીરને ભૂલી જઇ પરમાત્માના જે સ્વરૂપનું દર્શન કરી રહ્યો છે, તે સ્વરૂપનો નિર્દેશ કરેલો છે, જેથી કરીને **તે તે** એમ પરોક્ષ નિર્દેશ કરેલો છે અને પ્રેમના તરંગમાં કહેલું હોવાથી તે શબ્દ બે વાર વપરાયો છે.

( ૨ ). અથવા પરમાત્માને આશ્રિત સિદ્ધ પુરૂષોના દર્શન કરતો એમની સાથે એક પદ ઉપર આરૂઢ પોતે પોતાને જોતો બોલે છે કે, જે તે તે પુરૂષ છે તે હું છું, અર્થાત્ હવે મારામાં અને એમનામાં ભેદ નથી, પણ પરમ સમતા છે. જે આનંદમાં તે સિદ્ધ પુરૂષો છે તે આનંદમાં હું છું. ( જુવો. યોગ દર્શન, ૩-૩૩ ). **पुरुषः** એક વચનમાં મૂળમાં છે, તે બહુ વચનમાં સમજી લેવો.

( ૩ ) અથવા તાત્સ્થ્યઉપાધિથી બ્રહ્મજ્ઞાની આવું વચન વાપરી શકે છે, ને તેનો અર્થ એવો થાયછે કે—મારામાં તે પુરૂષ વ્યાપ્ત છે—સ્થિત છે.

( ૪ ) અથવા શ્રી માધ્વાચાર્યના મત પ્રમાણે **सोहं** એ પરમાત્માનું નામ છે, માટે તેને એકજ શબ્દ ગણવો-વળી તે આચાર્ય એક **असौ** શબ્દને **असु**ની સાતમી વિભક્તિમાં લેઇ તેનો અર્થ **प्राणमां** કરે છે

૧૬૦ શ્રીયુત શ્રી ચંદ્ર બાસુ આ ઉપનિષદના અંગ્રેજી અનુવાદના પુસ્તકની પ્રસ્તાવનામાં લખે છે કે :—

This Isâ Vâsya is perhaps the most mystical of all. Madhva points out it contains the great ineffable name of God, *i. e.* " I am that I am ":—"**सोहमस्मि०**" In the Zoroastrian faith also this is one of the most secret names of the Lord, as is shown in the following extract from Hormuzd Yasht :—

Then spake Zaruth Ustra. My first name is Ahmi—I am—......and my twentieth is Ahmi Yad Ahmi Mazdao—I am that I am ( Avesta XVII, 4 and 6 ).

This too was also the most secret name of God among the Jews, as we learn from the Old Testament, Exodus Chapter III, verses 13 and 14.

" And Moses said unto God, Behold, when I came unto the children of Israel, and shall say unto them : The God of your fathers hath sent me unto you; and they shall say to me, what is his name ? What shalt I say unto them ?

" And God said unto Moses, I Am that I Am,

and he said, Thus shalt thou say unto the children of Israel, I Am hath sent unto you."

Thus among the Israel also both these names were well known—God is called, "I Am" or Ahmi of the Parsis and Asmi of Madhvi; and also "I Am That I Am," the same, word for word, as "Ahmi Yad Ahmi" of the Parsis and Soham Asmi of Madhava.

**वायुरनिलममृतमथेदं भस्मान्तं शरीरम् ।**
**ओ३म् क्रतो स्मर क्लीबे स्मर क्रतो स्मर कृतं स्मर ॥१७॥**

અર્થ—**वायुः**-એક શરીરમાંથી બીજા શરીરમાં જનાર, **अनिलं**=પાર્થિવાદિ વિકારોથી રહિત જીવાત્મા, **अमृतं**=અમર છે, **अथ**=અને, **इदं**=આ સ્થૂલ, પ્રત્યક્ષ, **शरीरं**=ભૌતિક શરીર, **भस्मान्तं**= ભસ્મ થાય ત્યાં સુધી છે, એમ સમજીને, **क्रतो**=હે જીવ, **ओ३म् स्मर**=પ્રણવના વાચ્યાર્થ ઈશ્વરનું તું સ્મરણ કર, **क्लीबे स्मर**= આત્મિક બલની પ્રાપ્તિને માટે પરમાત્માનું સ્મરણ કર, **कृतं स्मर**=તારાં કરેલાં કર્મનું સ્મરણ કર.

**વિવેચન**—મરણ-સમયે મનુષ્યે શી રીતે વર્તવું તેનો વેદ ભગવાન્ ઉપદેશ દે છે કે—હે માણસ, તું જીવાત્મા અમર છે અને શરીરને ભસ્માન્ત જાણીને શોક કરતો નહિ, પણ તું તારાં કરેલાં કર્મનું સ્મરણ કરતો, આત્મિક બલની પ્રાપ્તિને માટે જગદીશ્વરનું ધ્યાન કર. હે જ્ઞાનમય ભગવન્, મને સ્મૃતિમાં રાખો અને મારાં કરેલાં કર્મને સ્મૃતિમાં લાવો. તું પોતાના આશ્રિતો ઉપર સર્વદા અનુગ્રહ દૃષ્ટિ રાખે છે. શરીરનું અન્ત્યેષ્ટિ કર્મ કરીને પછી બીજો કોઈ સંસ્કાર કરવો નહિ, એમ **भस्मान्तं शरीरं** પદથી સમજવાનું છે. ૧૭૦

**अग्ने नय सुपथा राये अस्मान् ।**
**विश्वानि देव वयुनानि विद्वान् ।**

**युयोध्यस्मज्जुहुराणमेनो ।**
**भूयिष्ठां ते नम उक्तिं विधेम ॥ १८ ॥**

**અર્થ—अग्ने**=હે પ્રકાશમય, જ્ઞાનમય, સર્વજ્ઞ, સર્વ શક્તિમન્, દુઃખોચ્છેદક, **देव**=આનંદકંદ, સુખ-દાતા પરમેશ્વર, **विश्वानि वयुनानि**=તું અમારાં સંપૂર્ણ શુભાશુભ કર્મ, **विद्वान्**=જાણે છે. માટે કૃપા કરીને, **राये**=ઈષ્ટ પ્રાપ્તિને માટે, **सुपथा**=ધર્મને માર્ગે, **अस्मान् नय**=અમને લેઈ જા, **अस्मत्**=અમારામાંથી, **जुहुराणं एनं**=કુટિલ પાપને, **युयोधि**=દૂર કર. અમે, **ते**=તને, **भूयिष्ठां नमः उक्तिं विधेम**=વારંવાર અનેક પ્રણામ કરીએ છીએ.

**વિવેચન**—આ મંત્રમાં ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિ માટે પરમાત્માની પ્રાર્થના કરેલી છે કે:—હે વિજ્ઞાનમય, પ્રકાશ સ્વરૂપ, સર્વજ્ઞ દેવ, તું અન્તર્યામી હોવાથી અમારાં બધાં શુભાશુભ કર્મ જાણે છે. અમને ધર્મને માર્ગે ચલાવ, જેથી અમે બંધનોથી છૂટી મોક્ષનું સુખ ભોગવીએ. અમારાં કુટિલ, સંસારમાં પ્રવૃત્ત કરનાર પાપોને દૂર કર. અમે તારા આ અનુગ્રહનો કંઈ બદલોવાળી શકીએ તેમ નથી. વારંવાર તને પ્રણામ છે, તને ધન્ય છે. કંઈ બદલા સિવાય અનિષ્ટથી અમને બચાવો છો અને ઇષ્ટ પ્રાપ્ત કરાવો છો. તારા ઉપકારનો કોઇ પ્રત્યુપકાર અમારી પાસે નથી, અને તું અમારી કને કંઈ પ્રત્યુપકાર માગતો નથી. તને ધન્ય છે, ધન્ય છે, ધન્ય છે. તને અમારા વારંવાર પ્રણામ છે, પ્રણામ છે, પ્રણામ છે. ૧૮.



# નામ સ્મરણ.



જ્યારે માણુસ સાચી ભક્તિ કે સાચું નામ–સ્મરણ કરે છે, ત્યારે ઇશ્વરની તેના ઉપર કૃપા થાય છે, ને જ્યારે કૃપા થાય છે, ત્યારેજ આત્મ-દર્શન થાય છે. તેથી સામાન્ય માણસોમાં નામ-સ્મરણુ વિષે ઘણો ખોટો ખ્યાલ છે, તે દૂર કરવાને નીચેનું લખાણ મહાકાળમાંથી એકઠું કરી લખવામાં આવે છે, ને આશા છે કે ઘણાને તેમાંથી ઘણું જાણવાનું મળશે.

નામ-સ્મરણથી દુઃખ માત્ર ટળે છે અને ઉત્તમ પદ મળે છે, એમ પૂર્વ કાળથી કહેવાય છે તે સાચું છે, પણ જ્યારે વિધિસર નામ-સ્મરણ કરવામાં આવે છે, ત્યારે તેમ થાય છે. તો તે વિધિનું સ્વરૂપ જાણવું જરૂરનું છે.

જપ કરવા પૂર્વે શ્રી પ્રભુનું કલ્પના પહોંચે ત્યાં સુધી ઉત્તમમાં ઉત્તમ સ્વરૂપ કલ્પવું જોઇએ, અને પછી કલ્પેલા સ્વરૂપનો જે શબ્દ હોય, તેનો જે અર્થ થતો હોય, તે અર્થને જ સર્વ પ્રકારના પ્રયત્નથી હૃદયમાં પ્રકટેલો રાખવો. પોતાના જીવનને અર્થમય કરવા પ્રયત્નશીલ થવું. મન, વચન, ને કૃત્યને તે અર્થથીજ રસવાં જોઇએ. જપ કરતી વેળાએજ અર્થના વિચારવાળી વૃત્તિ રાખવાની છે, એટલુંજ નહિ, પણ વ્યવહારમાં પણ પોતાના જીવનમાં, પોતાના રોમેરોમમાં એ અર્થને ઉતારી દેવાનો છે. જપ કરવા માટે જે નામ પસંદ કર્યું હોય, તે નામનો જે અર્થ થાય, તે અર્થમય પોતાનું જીવન કરવાનું છે. નામના અર્થનીજ સાથે મુખ્ય પ્રયોજન છે, એ વાત કદાપિ ભૂલવી નહિ. જો કોઈ મુખથી **કૃષ્ણ** શબ્દ બોલે, પણ પોતાના અન્તઃકરણમાં જો તે ઘર, ઝાડ, કે અન્ય વસ્તુ જોતો હોય, તો **કૃષ્ણ**નો જપ કરતાં છતાં તે **કૃષ્ણ**નો અર્થ પરમેશ્વર કરતો નથી, પણ ઘર, ઝાડ કે અન્ય વસ્તુજ કરે છે. હવે આવો જપ ફળ નજ આપે એ સ્પષ્ટ છે. માટે જપ કરવાનો પ્રથમ

નિશ્ચય કરી તે અર્થનું અખંડ સ્મરણ રહેવા માટે દરેક જણે અર્થનું જ ચિંતન કરવું જરૂરનું છે. જપ કરતી વખતેજ અર્થાકાર વૃત્તિ રાખવાની છે અને અન્ય સમયે પાછા દેહાકાર થવાનું છે, એમ છે જ નહિ. એ પ્રકારની વૃત્તિ તો કોઈ માણુસ સોની કમાણી કરે અને બસેં ગુમાવે તેના જેવી છે. સોની કમાણી કરી બસેં ગુમાવનાર જેમ ધનવાન થતો નથી, તેમ નામ-સ્મરણ કરતી વેળાએ અર્થનું અખંડ ચિંતન કરનાર અને વ્યવહાર કાળે તેને વિસરી જનારને નામ-સ્મરણનું ફળ જે દુઃખનું ટળવું તે મળતું નથી. કહેવાનું એટલું કે, નામ જપતી વેળાએ અર્થના ચિંતનમાં મનને એવું તો એકાગ્ર, પરોવી દેવાનું છે કે, તે સિવાય બીજી કોઈ બાબતનો જરા સરખો વિચાર આવે નહિ.

ધારો કે, ઇશ્વરના નામનો અર્થ આપણે **आनंद** કરવો છે અને તે ગુણ આપણામાં આણવો છે. તો હવે આપણે સર્વત્ર સર્વદા **आनंद**ને ભૂલવો નહિ, અને સારૂં બને કે ખોટું બને, અનુકૂળ બને કે પ્રતિકૂળ બને, પણ તે સર્વ પ્રસંગોમાં **आनंद** ઉપરથી નજર એક ક્ષણ પણ વેગળી થવી ન જોઇએ. કોઈ કડવું વેણ કહે, અપમાન કરે, નિન્દા કરે, હાનિ કરે, ગમે તે કરે, તો પણ આપણા ઈષ્ટ દેવ જે **आनन्द**, તેમને જરા પણ હૃદયમાંથી દૂર નહિજ કરવા જોઇએ.

અહિં પ્રશ્ન એ ઉઠશે કે, આવું અખંડ ચિંતન કરવું શી રીતે? મનને અખંડ શુદ્ધ વિચારમાં વહેવાનો અભ્યાસ શી રીતે પાડવો? શુદ્ધ માર્ગે મન વહે છે ક્યાં? તે તો આડું અવળું કુદાકુદ કરે છે, તેને ઠેકાણે લાવવું શી રીતે? આના ખુલાસામાં નીચે લખવામાં આવે છે. જો તે ઉપર પૂરતું ધ્યાન આપવામાં આવશે, તો ઘણો લાભ થયા વિના રહેશે નહિ, એમ આશા છે.

૧. જ્યાં સુધી મન નિર્મલ થયું નથી, એટલે કામ, ક્રોધ, લોભ, ઇર્ષ્યા વગેરે વિકારોથી મન મુક્ત થયું નથી, ત્યાં સુધી મન શુદ્ધ માર્ગે એટલે આપણે ઈચ્છેલી દિશામાં વહેવાનું નથી જ. તેથી કરીને વિકારો પ્રથમ જીતવા એ આપણી મોટામાં

મોટી ફરજ છે, કારણ કે શ્રી પ્રભુને પ્રત્યક્ષ કરવા ઈચ્છનાર આપણે શ્રી પ્રભુને પ્રત્યક્ષ કરવા માટે અંતઃકરણની શુદ્ધિ કરવી જ જોઇએ. આખે શરીરે વિષ્ઠા ચોળેલો માણસ એક સામાન્ય રાજાની પણ મુલાકાત લેઇ શકતો નથી, તો કામ, ક્રોધ, દ્વેષ, ઈર્ષ્યા વગેરે દોષરૂપ વિષ્ઠાથી ખરડાયલા મનવાળા આપણે રાજાઓના પણ રાજા એવા જે અત્યન્ત વિશુદ્ધ શ્રી પ્રભુ, તેમના દર્શન શી રીતે કરી શકીએ? તેથી તે વિકારો ગમે તેમ કરી દૂર કરવાની પ્રથમ નંબરે જરૂર છે.

હવે તે વિકારો જીતવાને ઉપાય બતાવવામાં આવે છે.— માનસ શાસ્ત્રનો નિયમ છે કે, જે વિચારોનો ત્યાગ કરવો હોય, તેનો બિલકુલ વિચાર કરવો નહિ, તેને પ્રયત્નથી વિસરી જવા પ્રયત્ન કરવો, અને તેનાથી વિરૂદ્ધ શુભ વિચારોમાં પ્રયત્નથી મનને જોડી રાખવું, અને તેની સાથે સાથે વર્તન આવું રાખવું.— તમારે આ વિશ્વમાં પ્રત્યેક મનુષ્ય ઉપર અને પ્રત્યેક જીવવાળા પ્રાણી ઉપર—પછી તે કીડી હોય, મંકોડી હોય, કે નાનો સરખો છોડવો હોય, તો પણ તેના ઉપર—નિરંતર પ્રેમ રાખવો- જે મળે તેના ઉપર પ્રેમની દૃષ્ટિ નાંખો. શત્રુનું અને મિત્રનું સર્વનું હિત ઈચ્છો. શત્રુનું હિત ન ઈચ્છાય તો ન ઈચ્છો, પણ અહિત તો કોઇનું એ ન ઈચ્છો. યાદ રાખો કે, તમારા અન્તઃકરણના વિશેષ દોષથી આજે તમને શત્રુનું હિત ઈચ્છતાં સંકોચ થાય છે, પરંતુ જો તમારે શ્રીપ્રભુને પ્રત્યક્ષ કરવા હોય, તો તો જેમ તમે શત્રુનું હિત ઈચ્છતાં વહેલાં શીખશો, તેમ તેમ શ્રીપ્રભુને પ્રત્યક્ષ કરવાનો મંગલમય દિવસ વહેલો દેખાશે. સર્વનું હિત ઈચ્છો એટલુંજ નહિ, પણ સર્વનું હિત કરવાના જ્યારે જ્યારે તમને પ્રસંગમળે, ત્યારે ત્યારે તેમનું હિત કરો. તમારૂં અન્તઃકરણ જેમ જેમ ભૂતમાત્ર ઉપર દયાવાળું અને પ્રેમવાળું થતું જશે, તેમ તેમ તમે શ્રીપ્રભુના વધારે ને વધારે સમીપ આવતા જશો અને તેમ તેમ તમે સર્વ શુભ ફળ આપનાર જે મનની નિર્મલતા અને એકાગ્રતા ( અખંડ ચિંતન ) તે સત્વર સિદ્ધ કરતા જશો. સાર એ કે, મનના વિકારો જીતવાને ભૂતમાત્ર ઉપર પ્રેમ એ રામબાણ ઉપાય છે.

૨. તમે અનેક જન્મથી આડા વિચારો કર્યા છે, તેથી આજે તમારૂં મન આડું જતું પ્રથમ તમને જણાય છે, પણ મને કરેલા એ આડા વિચારોમાં તમે ન જોડાઓ, અને એ આડા વિચાર ભણી તમે નજર પણ ન માંડો, તો આડા વિચારો તમારા મનમાં ઉઠશે નહિ, એ ખચિત માનજો. તમારૂં મન બીજો વિચાર કરે તો ભલે કરે, તમારે તેણે શો વિચાર કર્યો તે જોવું નહિ. તમારે તો કેવળ તમારો નિર્ણય કરેલો એક શુદ્ધ વિચાર લેવો અને તેના જ અર્થમાં જોડાયલા રહેવું. ધારો કે, તમારો શુદ્ધ વિચાર ઈશ્વરના નામનો જપ છે. બહુ સારૂં. હવે એ જપ વાણીથી કરો અને તેના અર્થનો વિચાર કરો. તમે આ વિચાર કરો છો, ત્યાં સુધી બીજો વિચાર તમને આવવાનો જ નહિ, પણ તમારી નજર તમારા વિચાર ઉપરથી જરા આડી થતાંજ બીજા વિચારો આવવાના અને તે આડા વિચારને જો જોવા રહ્યા, તો પછી તેવાજ આડા વિચારનાં ધાડેધાડાં તમારા ઉપર તૂટી પડવાનાં અને તમને ગભરાવી નાખવાનાં, તેથી કરીને તમારા નિર્ણય કરેલા શુદ્ધ વિચાર ઉપરથી જરા પણ નજર ન ખસે, એવી સાવધાનતા સેવવી. તેથી તમારી ખાસ ફરજ સાવધાનતા સેવવા વિના બીજી એકે નથી.

આપણું મન પોતાના વિચારો ત્યારેજ કરી શકે છે કે જ્યારે આપણે પોતે તે વિચારમાં પ્રીતિપૂર્વક ભળીએ છીએ. મનમાં જે વિચાર ઉઠે, તે વિચારમાં આપણે પ્રીતિપૂર્વક ભળતા નથી, પણ તેથી જુદા પડી જઈ, તે વિચાર સામું જોઇએ છીએ, તો તરતજ તે વિચાર આગળ વધતો અટકે છે. પાછા આપણે વિચારમાં ભળીએ છીએ, એટલે હું વિચારથી જુદો નથી, પણ હુંજ વિચાર કરૂં છું એમ માની વિચારને જોનાર મટી, વિચારને કરનારા અભિમાની થઇએ છીએ, ત્યારે વિચાર આગળ વધવા માંડે છે. આમ હોવાથી વિચારના સામું જોયા કરવું, વિચારમાં ભળવું નહિ, પણ વિચારથી અળગા થઇ જવું, મનના વ્યાપાર સાથે જોડાવું નહિ, પણ મનના વ્યાપારના જોનારા થવું, એ મનના વેગને તોડનાર અને મનને વશ કરનાર સબળ સાધન છે.

૩. એકના એક વિચારને ફરી ફરીને મગજમાં રમાડ્યા કરવાથી અને મનને તેમાંજ પરોવી રાખવાથી મનના અણુ-ઓમાં તે વિચારના સંસ્કાર દૃઢ અને બળવાન થતા જાય છે, અને તે વિચારથી ભિન્ન વિચારોના સંસ્કાર દુર્બલ થતા જાય છે અને છેવટે નિર્મૂળ થઈ જાય છે. તેથી આપણી ઈચ્છાના વિચા-રોને અત્યન્ત પ્રબળ કરવાનો એકજ માર્ગ છે, અને તે એ કે, તે વિચારો વારંવાર હૃદયમાં કરવા. વિરોધી વિચાર ઉઠે કે તરતજ તેના ભણી ધ્યાન નહિ આપતાં, આપણો ઈચ્છેલો અનુકૂળ વિચાર કરવો અને તેમાં મનને પરોવવું. મન ન પરોવાય તો આપણો અનુકૂળ વિચાર મોટેથી બોલવો. એક વાર, દશ વાર, સોવાર, હજારવાર બોલવો. જપ કરતા હોઇએ તેની પેઠે ગડગડાટ જપ ચલાવવો. મન આમ કુદે કે તેમ કુદે, તમારે તેના કુદકારા સામું ન જોતાં જપની મેલ ટ્રેન પુરપાટ છોડી મૂકવી. આવો આગ્રહ થોડા દિવસ કે જરૂર પડે તો થોડા માસ જારી રાખશો, તો તમારૂં મન તમારે વશ થશે. સાધનોમાં દોષ નથી, પણ પ્રયત્નમાં દોષ છે, માટે તમારે પ્રયત્નને ચિંતામણિ જાણી, નકામી વાતો તથા આળસને છોડી પ્રયત્નજ રાતદિવસ કર્યા કરવો.





तत्सत्परमात्मने नमः ।

# બ્રહ્મનું વર્ણન.

ઉપનિષદોમાં બ્રહ્મનું વર્ણન બે પ્રકારે કરેલું છે—એક બહારના સઘળા સંબંધ વિના એના પોતાના સ્વરૂપનું વર્ણન કરેલું છે, અને બીજું પ્રકૃતિ અને એના વિકારોના સંબંધથી વર્ણન કરેલું છે.

આ વાત દૃષ્ટાન્તથી સ્પષ્ટ થશે:—જો કોઈ આપણને પૂછે કે, જીવાત્મા શું છે? તો આપણે ઉત્તર આપીશું કે—જે આંખ વડે જુવે છે, અને કાન વડે સાંભળે છે, તે **જીવાત્મા** છે. વળી તે ફરીને પૂછે કે, બેશક એ જીવાત્મા ખરો, પણ તમે આંખ અને કાન જે જીવાત્મા નથી, પણ જીવાત્માથી ભિન્ન વસ્તુ છે, તેને સાથે રાખીને જીવાત્માનું સ્વરૂપ બતાવ્યું છે. આંખ અને કાનને દૂર રાખો, કારણ આંખ અને કાન જીવાત્માથી ભિન્ન છે, પણ જીવાત્માનું જે કેવળ સ્વરૂપ છે, તે મને બતાવો. હવે આના ઉત્તરમાં જે કંઈ કહેવું પડશે, તેજ જીવાત્માનું શુદ્ધ સ્વરૂપ છે.

એજ પ્રમાણે જો કોઈ આપણને પૂછે કે, બ્રહ્મ શું છે? તો આપણે ઉત્તર આપીશું કે, જે આ આશ્ચર્ય રચનાવાળા જગતને રચનાર છે અને તેનો નિયન્તા છે, તે **બ્રહ્મ** છે. હવે જો તે ફરીને પૂછે કે બેશક એ બ્રહ્મ ખરો, પણ આ જગત્ કે જે બ્રહ્મનું સ્વરૂપ નથી, પણ બ્રહ્મથી ભિન્ન વસ્તુ છે, તેને સાથે રાખીને બ્રહ્મનું સ્વરૂપ તમે બતાવ્યું છે. એ જગતને દૂર રાખો, કારણ તે બ્રહ્મના સ્વરૂપથી ભિન્ન છે, પણ બ્રહ્મનું જે કેવળ

સ્વરૂપ છે તે મને બતાવો. હવે આના ઉત્તરમાં જે કંઈ કહેવું પડશે, તેજ બ્રહ્મનું શુદ્ધ સ્વરૂપ છે.

જગત્‌ના સંબંધ દ્વારા, અર્થાત્ પ્રકૃતિ અને તેના વિકારોના સંબંધ સાથે જે વર્ણન કરવામાં આવે છે, તે બ્રહ્મનું **વિશિષ્ટ** વા **શબલ** સ્વરૂપ છે. ત્યાં આ પ્રમાણે વર્ણન કરવામાં આવે છે, જેમકે:—આ બાહ્ય જગત્ એનું શરીર છે અને એ તેનો અન્તરાત્મા છે, આ જગતમાં જે જે ઘટનાઓ થાય છે તે સર્વ એના આશ્રયને લેઇને થાય છે. આ એનું શબલ સ્વરૂપ છે.

શબલ બ્રહ્મનું પણ બે પ્રકારે નિરૂપણ કરેલું છે, એક તો "સમષ્ટિ" (સમસ્ત) જગત્‌ના અન્તરાત્મા તરીકે અને બીજું, "વ્યષ્ટિ" જગત્ (અલગ અલગ સૂર્યાદિ દિવ્ય પદાર્થ) ના અન્તરાત્મા તરિકે:—જેમકે—જ્યારે આપણે એમ કહીએ છીએ કે, જે આ શરીરને ચલાવે છે અથવા સર્વ અવયવોને પોતપોતાના કામમાં લગાડે છે. તે જીવાત્મા છે, ત્યારે આપણે જીવાત્માને આખા શરીરના પ્રવર્તક તરિકે વર્ણવીએ છીએ, અને જ્યારે એમ કહીએ છીએ કે જે આંખ વડે જુવે છે તે જીવાત્મા છે. એ પ્રમાણે જે કાન વડે સાંભળે છે તે જીવાત્મા છે, ત્યારે આપણે જીવાત્માને વ્યષ્ટિ શરીરના અન્તરાત્મા તરીકે વર્ણવીએ છીએ.

એજ પ્રમાણે બ્રહ્મના વિષયમાં પણ, જ્યારે આપણે એમ કહીએ છીએ કે, જે આ સમસ્ત જગત્‌ની અંદર રહીને જગત્‌નો નિયન્તા છે તે બ્રહ્મ છે, ત્યારે આપણે બ્રહ્મને 'સમષ્ટિ' જગત્‌ના અન્તરાત્મા તરિકે વર્ણવીએ છીએ, અને જ્યારે આપણે એમ કહીએ છીએ કે, જે સૂર્યની અંદર રહી સૂર્યનો નિયન્તા છે તે બ્રહ્મ છે, અને તેવી જ રીતે જે અગ્નિની અંદર રહી અગ્નિનો નિયન્તા છે તે બ્રહ્મ છે, ત્યારે આપણે એને 'વ્યષ્ટિ' જગત્‌ના અન્તરાત્મા તરિકે વર્ણવીએ છીએ.

આટલા વર્ણનપરથી જણાશે કે, પ્રથમ બ્રહ્મનું વર્ણન બે રીતે થાય છે, એક શુદ્ધ સ્વરૂપમાં અને બીજું શબલ સ્વરૂપમાં.

વળી શબલ સ્વરૂપના બે વિભાગ છે—એક સમષ્ટિ સ્વરૂપ અને બીજું વ્યષ્ટિ સ્વરૂપ. વળી સમષ્ટિ સ્વરૂપનું વર્ણન પણ ત્રણ પ્રકારે થાય છે, જેમકે :—

૧. જે આ જગત્‌નું અસલી ઉપાદાન કારણ માયા—પ્રકૃતિ–છે તેના અન્તરાત્માના સ્વરૂપમાં;

૨. જ્યારે એ પ્રકૃતિમાંથી આ જગત્ સૂક્ષ્મ રૂપમાં બને છે, ત્યારે એના અન્તરાત્માના સ્વરૂપમાં;

૩. આ પ્રત્યક્ષ સ્થૂલ જગત્‌ના અન્તરાત્માના સ્વરૂપમાં;

આ બ્રહ્મનું ત્રણ પ્રકારનું સ્વરૂપ સમષ્ટિ જગત્ સાથે સંબંધ રાખે છે.

હવે આટલા વર્ણન ઉપરથી જણાશે કે, બ્રહ્મનું વર્ણન એકન્દરે પાંચ પ્રકારે થાય છે :—

૧. શુદ્ધ સ્વરૂપમાં;

૨. પ્રકૃતિના અન્તરાત્માના સ્વરૂપમાં;

૩. સૂક્ષ્મ જગતના અન્તરાત્માના સ્વરૂપમાં;

૪. સ્થૂલ જગતના અન્તરાત્માના સ્વરૂપમાં;

૫. વ્યષ્ટિ સ્વરૂપમાં;

ચાલો, હવે આપણે દરેકનું વર્ણન જેમ બને તેમ ટૂંકામાં પણ સ્પષ્ટ રૂપમાં કરીએ, કે જેથી કહેવાનો ભાવ બરાબર સમજાય.

### ૧. શુદ્ધ સ્વરૂપનું વર્ણન—

બ્રહ્મના શુદ્ધ સ્વરૂપનું વર્ણન ઘણું કરીને નિષેધમુખ શબ્દો વડે કરાય છે, કારણકે એનું સ્વરૂપ શું છે, એ વાત તો આત્માનુભવ વડે જ જાણી શકાય તેમ છે, ઉપદેશ કેવળ એટલોજ થઈ શકે, કે આ જ્ઞાત અજ્ઞાત વસ્તુઓથી તે ભિન્ન છે. બસ આટલુંજ બતાવી શકાય. જેમકે મહર્ષિ યાજ્ઞવલ્કય ગાર્ગીને કહે છે કે.—

**एतद् वै तदक्षरं गार्गि! ब्राह्मणा अभिवदन्ति, 'अस्थूलं, अनणु, अह्रस्वं, अदीर्घं, अलोहितं, अस्नेहं,**

अच्छायं, अतमः, अवायु, अनाकाशं, असंगं, अरसं, अगन्धं, अचक्षुष्कं, अश्रोत्रं, अवाग्, अमनो, अतेजस्कं, अप्राणं, अमुखं, अमात्रं, अनन्तरं, अबाह्यं, न तदश्नाति किंचन, न तदश्नाति कश्चन" ॥ बृह० ३-८-८०

આ પ્રમાણે બીજે સ્થળોએ પણ नेति नेति શબ્દો વડે એનું વર્ણન કરેલું છે, જેમકે:—स एष नेति नेति आत्मा, अगृह्यो नहि गृह्यते, अशीर्यो नहि शीर्यते, असंगो नहि सज्यते, असितो न व्यथते, न रिष्यति ॥ બૃહ. ૩-૯=૨૬ અને अथात आदेशो नेति नेति। न ह्येतस्मादिति, नेत्यन्यत् परमस्ति ॥ બૃહ. ૨-૩-૬. આ રૂપ જ મૂર્ત અમૂર્તથી પર બ્રહ્મનું અવ્યક્ત સ્વરૂપ છે. વેદાન્તસૂત્રમાં કહ્યું છે કે—

तदव्यक्तमाह हि ॥ ३-२-२३

એટલે બ્રહ્મ "અવ્યક્ત' છે, જેમકે શ્રુતિ કહે છે (બૃહ૦ ૩-૨-૨૩). શુદ્ધ બ્રહ્મના સ્વરૂપનો બોધ કરાવવાને માટે शुद्ध, सत्य, ज्योतिः, ज्ञान, आनन्द આટલા શબ્દો, અથવા એના પર્યાયવાચક શબ્દોનો વિધિમુખ શબ્દ તરિકે પ્રયોગ કરવામાં આવે છે, જેમકે:—

शुद्धमपापविद्धम् ॥ ઈશ૦ ૮;
सत्यं ज्ञानमनन्तं ब्रह्म ॥ તૈત્તિ૦ ૨-૧-૧;
तच्छुभ्रं ज्योतिषां ज्योतिः ॥ મું૦ ૨-૨-૯;
विज्ञानमानन्दं ब्रह्म ॥ બૃહ૦ ૩-૯-૨૮;

વેદમાં શુદ્ધ બ્રહ્મને स्कम्भ વા ज्येष्ठ ब्रह्म કહેલ છે, અને તેનું વર્ણન અથર્વવેદના કાંડ (૧૦) ના સૂક્ત ૭ ને ૮ માં છે. અહિં શુદ્ધ બ્રહ્મનું વર્ણન સમાપ્ત થાય છે. હવે અહિંથી શબલ સ્વરૂપનું વર્ણન શરૂ થાય છે. શબલ સ્વરૂપના ચાર ભાગ-પાડેલા છે, તેનું અનુક્રમે વર્ણન કરવામાં આવે છે:—

૨. પ્રકૃતિના અન્તરાત્મા તરિકે—

જ્યારે આ સમસ્ત જગત્ પ્રલયાવસ્થામાં હતું અને હાલ

જે કંઈ આપણે જોઇએ છીએ, તે હજુ પ્રકટ થયું ન હતું, તે વખતે પણ આ જગત્ તદ્દન એકલું જડ ન હતું, પણ એની અંદર એનો ચેતન અધિષ્ઠાતા હતો. પછી પ્રાણુ ધારીઓને પોત પોતાનાં કર્મનું ફળ આપવાને બ્રહ્મને જગત રચવાની ઈચ્છા થાય છે, ત્યારે પ્રકૃતિમાં ક્ષોભ ઉત્પન્ન થાય છે. બ્રહ્મ એ સમયે—પ્રકૃતિની અંદર રહી સઘળી પ્રકૃતિને ચલાવે છે-ગતિ-વાળી કરે છે. તેથી કરીને આ અવસ્થામાં બ્રહ્મ **प्रयति** ( પ્રયત્ન કરનાર ) અથવા **ईश्वर** કહેવાય છે. આ અવસ્થામાં પ્રકૃતિ બ્રહ્મનું શરીર છે, અને બ્રહ્મ એનો અધિષ્ઠાતા હોઇ એને પ્રેરે છે, અને નિયમમાં રાખે છે. ઈશ્વરનું વર્ણન તૈત્તિરીય ઉપનિષદ્‌માં આ રીતે છે.—

**सोऽकामयत । बहु स्यां प्रजायेयेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा । इद सर्वमसृजत । यदिदं किंच । तत् सृष्ट्वा तदेवानुप्राविशत् । तदनुप्रविश्य । सच्च त्यच्चाभवत् ॥ निरुक्तं चानिरुक्तं च । निलयनं चानिलयनं च । विज्ञानं चाविज्ञानं च । सत्यं चानृतं च । सत्यमभवत् । यदिदं किंच । तत् सत्यमित्याचक्षते ॥ २-६ ॥**

એટલે, એણે ( ઈશ્વરે ) ઇચ્છા કરી કે, હું અનેક થાઉં, એટલે પ્રજાવાળો થાઉં. પછી તેણે તપ કર્યું, એટલે સૃષ્ટિ બનાવવાનો વિચાર કર્યો. તપ કર્યા પછી આ પ્રત્યક્ષ જે કંઇ સરણુશીલ વસ્તુ છે તે તેણે રચી. એણે રચીને એની અંદર પ્રવેશ કર્યો. એની અંદર પ્રવેશ કરીને તે સત્ અને ત્યત્ રૂપ થયો; નિરૂક્ત અને અનિરૂક્ત રૂપ થયો; નિલયન અને અનિલયન રૂપ થયો; વિજ્ઞાન અને અવિજ્ઞાનરૂપ થયો; સત્ય અને અનૃતરૂપ થયો. સત્ય એટલે ઈશ્વર સર્વરૂપ થઈ ગયો. જે કંઈ આ દૃશ્યમાન છે, તે સત્ય કહેવાય છે. કઠોપનિષદ્ ( ૬-૯ ) માં પણ એમજ કહ્યું છે કે—"બ્રહ્મ સર્વ ભુવનમાં પ્રવિષ્ટ થઈ દરેક રૂપના પ્રતિ-રૂપ થઈ અનેક સબલ રૂપ ધારણ કરે છે."

આ સર્વ પ્રલયકાળમાં એકરૂપ હતું. જેમ પિતા ઈચ્છે છે કે હું એકનો અનેક થાઉં, મારી સંતતિ વધે. આ ઇચ્છા એના બહુ થવાનું બીજ છે. તે પ્રમાણે સૃષ્ટિની પૂર્વે, **एकोहं, बहु स्यां, प्रजायेय,** એવી ઈચ્છા ઈશ્વરમાં પ્રકટે છે, અને જેમ તપશ્ચર્યા (બ્રહ્મચર્ય વ્રત) ની પછી પુરૂષને સંતાન ઉત્પન્ન કરવાનો અધિકાર છે, તેમ ઈશ્વરે પણ પ્રથમ તપ કર્યું, અને એ તપ તે સૃષ્ટિ રચવાની આલોચના છે. પછી સૃષ્ટિ રચી અને તે રચીને એ પોતે એમાં પ્રવિષ્ટ થયો. પ્રવિષ્ટ થયો, એનો અભિપ્રાય એમ છે કે, એણે અલગ રહીને આ જગત્ રચ્યું નથી, પણ પોતે અંતરાત્મા તરિકે રહી પોતાનું શરીર જે પ્રકૃતિ છે, એને અનેક રૂપમાં પરિણત કરી. આ એનાં સઘળાં શબલ રૂપ છે, તેથી કરીને એમ કહ્યું કે, એ એમાં પ્રવેશ કરી સત્ થયો, ત્યત્ થયો, ઇત્યાદિ. છાંદોગ્ય. ૬-૨-૧ માં પણ એમજ કહેલું છે.

બ્રહ્મ પ્રકૃતિના અધિષ્ઠાતા તરિકે **ईश्वर** કહેવાય છે, એ માટે પ્રમાણ.—

**मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम्** ॥ શ્વેતા૦૪-૧૦.

એટલે પ્રકૃતિને માયા જાણો અને માયીને એટલે પ્રકૃતિના માલિકને મહેશ્વર જાણો. એટલું યાદ રાખવું કે, જેટલાં શબલ રૂપ છે, વ્યષ્ટિ કે સમષ્ટિ, તે બધાંમાં બહારના રૂપને બ્રહ્મનું શરીર અને બ્રહ્મને શરીરધારી આત્મા માની લેઇને એ પ્રકારે વર્ણન કરેલું છે, પણ ખરેખરી રીતે તો બ્રહ્મ નીરૂપ-અશરીર-છે. તેથી જ્યારે બ્રહ્મને **ईश्वर** નામ આપેલું હોય છે, ત્યારે બ્રહ્મનું પ્રકૃતિના અધિષ્ઠાતા, નિયન્તા તરિકે વર્ણન કરેલું છે એમ સમજવું, એટલે પ્રકૃતિ બ્રહ્મનું શરીર છે ને બ્રહ્મ પ્રકૃતિનો આત્મા છે એમ સમજવું. આ રૂપમાં પ્રકૃતિરૂપ શરીરની સાથે એકમેક થઇ એ **ईश्वर** કહેવાય છે, ને તેથી શ્વેતાશ્વતરોપનિષદ્માં એ આખો મંત્ર આમ લખેલો છે:—

**१. मायां तु प्रकृतिं विद्यान् मायिनं तु महेश्वरम् ।**
**तस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत् ॥**

એટલે, માયાને પ્રકૃતિ અને માયીને મહેશ્વર જાણો. એનાં (મહેશ્વરનાં) અવયવો વડે આ અખિલ જગત્ વ્યાપ્ત છે, એટલે પ્રકૃતિરૂપ શરીરના વિકારરૂપ અવયવો આ જગત્માં સર્વત્ર છે.

એજ વાત તૈત્તિરીયના ઉપરના પ્રમાણથી પણ સ્પષ્ટ થાય છે. સર્વે ભૂતોની આ રૂપથી ઉત્પત્તિ થાય છે અને આ રૂપમાં લય થાય છે. કહ્યું છે કે,—

**૨. યથોર્ણનાભિઃ સૃજતે ગૃહ્ણતે ચ ॥** મું૦ ક. ૧–૧૭.

જેમ કરોળીઓ તંતુઓને બહાર કાઢે છે, ને પછી પોતાની અંદર એને સમેટી લેછે, (તેમ બ્રહ્મ પ્રકૃતિ રૂપ પોતાના શરીરમાંથી જગત્ને બહાર કાઢે છે, ને પછી પ્રલય વખતે તેને તેમાં સમેટી લે છે).

**૩. એષ સર્વેશ્વર એષ સર્વજ્ઞ, એષ અન્તર્યામી, એષ યોનિઃ સર્વસ્ય, પ્રભવાપ્યયૌ હિ ભૂતાનામ્ ॥** માંડુક્ય–૬.

એટલે એ સર્વનો ઇશ્વર છે, સર્વને જાણવાવાળો છે, એ અન્તર્યામી છે, એ સર્વની યોનિ છે, ખરેખર એ સર્વ ભૂતોને ઉત્પન્ન કરનાર તથા લય કરનાર છે.

સૃષ્ટિ–પ્રક્રિયામાં સર્વત્ર બ્રહ્મના આ સ્વરૂપનુંજ વર્ણન કરેલું છે, એટલે બ્રહ્મનું પ્રકૃતિની સાથે શબલ રૂપમાં વર્ણન કરેલું છે, કારણ કે જગત્ની ઉત્પત્તિમાં જ્ઞાન અને ક્રિયા એ બેની અપેક્ષા છે. ક્રિયા વિના તો કંઈ પરિવર્તન થતું નથી અને જ્ઞાન વિના અંધ પરિવર્તન થાય છે. પ્રલયની અવસ્થામાંથી આ જગત્નું અદ્‌ભુત રૂપમાં હાલ જે પરિવર્તન થયલું છે, તે પરિવર્તન જ્ઞાન અને ક્રિયા બેનું ફળ છે. આ બેમાં તો જે વસ્તુ પોતે આ રૂપમાં પરિવર્તિત થઈ છે, તે વસ્તુમાં ક્રિયા થઈ છે અને તે પ્રકૃતિ છે, અને જેણે પ્રકૃતિને બદલવાને માટે હલાવી છે, તેમાં જ્ઞાન છે અને તે બ્રહ્મ છે. એ બેઉ જુદાં જુદાં તો છે, પણ એવી રીતે જુદાં જુદાં નથી, કે જેવી રીતે કુંભાર અને માટી જુદાં જુદાં છે. તેથીજ કરીને પ્રકૃતિને ગતિવાળી કરવાને

માટે એને કંઈ હાથની જરૂર પડતી નથી. જેમ આપણુને બીજી કોઈ વસ્તુને હલાવવાને હાથની જરૂર પડે છે, પણ આપણા પોતાના હાથને હલાવવાને બીજા કોઈ હાથની જરૂર પડતી નથી તેમ બ્રહ્મની બાબતમાં સમજી લેવું. તે સીધો પ્રકૃતિને ગતિમાં મૂકી શકે છે. તેથી જ્યાં એ અન્તર્યામીને રચના કરવાની ઈચ્છા થાય છે, ત્યાં એ ઇચ્છાનુસાર એના ઉપર પ્રકૃતિરૂપ શરીરમાં ક્રિયા થઈ રચના બને છે. જ્યાં અંદર બ્રહ્મની ઇચ્છા કામ કરી રહી છે, ત્યાં ઉપર પ્રકૃતિમાં ક્રિયા થઈ રચના થવા માંડે છે— આવો ઘનિષ્ઠ સંબંધ બતાવવાને સૃષ્ટિ-પ્રક્રિયામાં બ્રહ્મનું શબલ રૂપમાં વર્ણુન કરેલું છે.

આ શબલ રૂપના વર્ણુનમાંજ **अभेदवाद** જેવું જણાય છે. આ પ્રકારનું વર્ણુન સમજવામાં ભૂલ થવાથીજ કેટલાક **अद्वैत-वाद** સિદ્ધ કરવા જાય છે. સૃષ્ટિ-પ્રક્રિયામાં ચૈતન્યની સાથે જગતનું ઉપાદાન કારણ પ્રકૃતિ પણ હમેશા વિવક્ષિત છે, અને જડ પ્રકૃતિને પરતંત્ર, બ્રહ્મને અધીન માનેલી હોવાથી, બ્રહ્મના શરીર તરીકે માનેલી હોવાથી, તેનો નિર્દેશ કરેલો નથી, અને તેમ કરવાની જરૂર પણ નથી.

બ્રહ્મના બહુ થવાના સંકલ્પનો ઉપદેશ કરેલો છે, તે પરથી પણ પ્રકૃતિ બ્રહ્મની સાથે વિવક્ષિત છે, નહિ તો અવ્યય, અક્ષર, એકરસ બ્રહ્મમાં પરિણામ સર્વથા અસંભવ હોવાથી બહુ થવાનો સંકલ્પ વ્યર્થ જાય. પ્રકૃતિને સાથે માનવાથી તો શરીર સ્થાની પ્રકૃતિમાં પરિણામ થઈ બહુ ભવનનો સંકલ્પ સાર્થક થાય છે. પ્રકૃતિ શરીરસ્થાની હોવાથી એનો જુદો નિર્દેશ કરવાની આકાંક્ષા રહેતી નથી.

અદ્વૈતવાદનો ગંધ આ સૃષ્ટિ-પ્રક્રિયામાં જ, એટલે બ્રહ્મના આ શબલ રૂપના વર્ણુનમાં જ કેવળ આવે છે, અને તેથી અહિં અદ્વૈતવાદી અને દ્વૈતવાદી બેઉ જણુ જુદા પડે છે. બેઉ પક્ષમાં અનેક આકર ગ્રંથો લખાયલા છે. ખરેખરી રીતે સાચો સિદ્ધાંત કયો, તે તો શ્રીપ્રભુ જાણે. સામાન્ય લોકોને તો દ્વૈતવાદજ રૂચે તેમ છે. છતાં એટલું કહેવું જરૂરનું છે, કે ઉપનિષદમાં **अमर-**

**જીવન** લાભ કરવાનાં જે સાધનો બતાવેલાં છે, એમાં કંઈ ભેદ નથી. ગમે તો દ્વૈતવાદ માનો અથવા અદ્વૈતવાદ માનો. જ્યાં સુધી એ સાધનોને આપણાં જીવનમાં ઉતારશું નહિ, ત્યાં સુધી બધું વ્યર્થ છે. દ્વૈત આપણો ઉદ્ધાર નહિ કરે તેમ અદ્વૈત પણ નહિ કરે. જેઓ કેવળ આ બાબતમાં ઝગડા કરતાં રહે છે, પણ પોતાનું જીવન સુધારવામાં લક્ષ દેતા નથી, તેઓ પોતાનું જીવન ફોગટ ગુમાવે છે. તેઓ કદિ પણ ઔપનિષદ પુરૂષની ઝાંખી સરખી કરી શકવાના નથી. ઔપનિષદ પુરૂષ તો ઔપનિષદ જીવન ગાળવાથી મળે છે, અને ઔપનિષદ જીવન મોટા ઉદાર ભાવોનું જીવન છે. તે ઇશ્વર—પ્રેમની પરાં-કાષ્ઠાનું જીવન છે. એ માર્ગ ઘણો કઠણ છે. ત્યાં કોઈ વિરલા પુરુષો પગ મૂકી શકે છે.

આપણે સર્વે એ ઈશ્વરના પ્રેમમાં રસબસ મધુમય જીવન ઉપનિષદમાંથી લાભ કરવાનું છે. હા, કેવળ એટલું જ લાભ કર-વાનું છે. એથી આગળ જે કંઈ છે, તે આપો આપ પ્રકાશિત થશે. આપણી ચિન્તાની કંઇ જરૂર નથી.



## ૩. બ્રહ્માનું વર્ણન—

**ब्रह्मा देवानां प्रथमः संबभूव,**
**विश्वस्य कर्ता भुवनस्य गोप्ता ॥** મુંડક=૧–૧.

જ્યારે પ્રકૃતિમાં આ જગત્‌ની રચનાને માટે પ્રથમ ક્ષોભ ઉત્પન્ન થાય છે, ત્યારે એકદમ કંઈ આ સ્થૂલ જગત્ ઉત્પન્ન થઈ જતું નથી, પણ પ્રથમ એક સૂક્ષ્મ સૃષ્ટિ બને છે, જે આ સ્થૂલ જગતનું કારણ વા બીજ કહેવાય છે. આ સૂક્ષ્મ સૃષ્ટિ આર્ષ ગ્રંથોમાં **जल** વા **समुद्र** ના નામથી લખાય છે, જેમકે અઘમર્ષણ મંત્રોમાં (**ऋतं च सत्यं च**... ઋગ્વેદ=૧૦=૧૯૦–૧,૨,૩) "**समुद्र अर्णवः**" 'સૂક્ષ્મ વ્યાપક સમુદ્ર' વડે આ સમુદ્રોની સૃષ્ટિ કહી છે, કારણકે પ્રલયની પછી આ સૂક્ષ્મ સૃષ્ટિ ઉત્પન્ન

થાય છે, પૃથિવી ઉપરનો સમુદ્ર તો પૃથિવી બન્યાની **પહેલાં** હોઈ શકે નહિ. આથી "લહેકાતો સમુદ્ર" એ સૂક્ષ્મ સૃષ્ટિ છે. મનુસ્મૃતિમાં (૧-૮) આ સૂક્ષ્મ સૃષ્ટિને **जल** કહેલ છે. આ સૂક્ષ્મ સૃષ્ટિને સમુદ્ર વા જળ કહેવામાં અભિપ્રાય એ છે કે, એ સમુદ્રની પેઠે બધે ફેલી જાય છે, અને વહેતા પાણીની પેઠે એમાં ક્રિયા રહે છે, પાતળી હોય છે અને આ જગતનું બીજ છે.

પરમાત્માની સાથે એની પ્રકૃતિ વા માયા છે. એ આ પ્રકૃતિવડે તમામ જાતની રચના રચે છે. તે કોઈ ઠેકાણે અલગ બેઠેલો નથી, પણ આ સમસ્ત જગત્‌ની અંદર રમી રહ્યો છે. પ્રકૃતિ એનું શરીર છે અને તે એનો અન્તરાત્મા છે. જેમ—કરોળીઓ પોતાના શરીરમાંથી જાળ બહાર કાઢે છે, તેમ તે એ પ્રકૃતિમાંથી જગતને બહાર કાઢે છે, તે પ્રકૃતિને હુકમ કરતો નથી કે, તું ઝટપટ અમુકઅમુક બની જા, પણ ઇશ્વરીય નિયમો દ્વારા એનામાં ક્રમવાર પરિવર્તન થાય છે, અને એ પરિવર્તન કેટલી વારે પૂરૂં થાય છે તેની ખબર નથી, પણ પરિવર્તન થતાં થતાં ક્રમવાર એક મોટો ગોળો બને છે. એ ગોળામાંથી ક્રમવાર સૂર્ય, ચંદ્ર, પૃથિવી વગેરે ઉત્પન્ન થાય છે. એ ગોળામાંથી નીકળેલા આ સૂર્યાદિ આકાશમાં પક્ષીઓની પેઠે ફરતા રહે છે, તેથી એ ગોળો **अंड** કહેવાય છે. (જુવો મનુ=૧-૯). જે બ્રહ્મ પ્રથમ આ પ્રકૃતિનો અન્તરાત્મા રહી નિયન્તા હતો, તે જ બ્રહ્મ હવે આ મોટા ગોળાનો અન્તરાત્મા છે અને તેનો નિયન્તા છે. હવે આ એનું શરીર છે અને એ અન્તરાત્મા છે.

હવે સૂક્ષ્મ સૃષ્ટિ વા ગોળો વા અંડ એ બ્રહ્મનું શરીર છે. આ શરીરમાં બ્રહ્મ **ब्रह्मा, हिरण्यगर्भ, परमेष्ठी, तैजस, प्राण, सूत्रात्मा** કહેવાય છે. જો મનુષ્યના દૃષ્ટાન્તથી એનું વર્ણન કરીએ, તો એમ કહેવાય કે, એણે આ નવું શરીર ધારણ કર્યું છે, એટલે જન્મ લીધો છે, અને જેમ મનુષ્ય શબ્દ કેવળ શરીરને માટે, કેવળ આત્માને માટે, અને બેઉને માટે પણ વપરાય છે, એટલે જ્યારે આપણે કહીએ છીએ કે, માણસ મરવાનો છે ત્યારે આપણું તાત્પર્ય શરીર સાથે છે અને જ્યારે આપણે

કહીએ છીએ કે, માણસ ધર્મને જાણે છે, ત્યારે આપણું તાત્પર્ય આત્મા સાથે છે, અને જ્યારે કહીએ છીએ કે, માણસ જોઇને ચાલે છે, ત્યારે આપણું તાત્પર્ય બેઉ સાથે છે—કારણ જોવું એ આત્માનો ધર્મ છે અને ચાલવું એ શરીરનો ધર્મ છે. તે જ પ્રમાણે **हिरण्यगर्भ** શબ્દ પણ ત્રણને માટે વપરાય છે. આ બીજા પ્રકારના શબલ સ્વરૂપનું વર્ણન ઋગ્વેદના ૧૦-૧૨૧ માં છે.



## ૪. વિરાટ્ સ્વરૂપનું વર્ણન—

પ્રકૃતિની બીજી અવસ્થા ધીરે ધીરે બદલાઇને ત્રીજી અવસ્થા થાય છે, ને તે હાલનું સ્થૂલ જગત્ છે. આ અવસ્થામાં આપણે જોઇએ છીએ કે, પરમાત્મા આ અખિલ સૌર જગત્નો અન્તરાત્મા થઈ એમાં કામ કરી રહ્યો છે અને આ જગત્ એનું શરીર છે. આ સમસ્ત બ્રહ્માંડને ચલાવનાર અને નિયમમાં રાખનાર કેવળ એક પરમાત્મા છે. પરમાત્મા આ જગત્માં એ રીતે અલગ છે, કે જે રીતે શરીરમાં જીવાત્મા અલગ છે.

આનું વર્ણન ઉપનિષદ્માં નીચે પ્રમાણે છે:—

**अग्निर्मूर्धा, चक्षुषी चन्द्रसूर्यौ, दिशः श्रोत्रे, वाग्**
**विवृताश्च वेदाः । वायुः प्राणो, हृदयं विश्वमस्य,**
**पद्भ्यां पृथिवी, ह्येष सर्वभूतान्तरात्मा ॥** મુંડક=૯-૧-૪

એટલે, અગ્નિ એ પરમાત્માનું શિર છે, સૂર્યચન્દ્ર એ એની આંખ છે, દિશાઓ એ એના કાન છે, વેદ એ એની વાણી છે, વાયુ એ એનો પ્રાણ છે, વિશ્વ એ એનું હૃદય છે, પૃથિવી એ એના પગ છે. એ ખરેખર સર્વ ભૂતોમાં વ્યાપી રહેલ છે.

જેમ શરીરથી અલગ જીવાત્મા શરીરની અંદર શિર, નેત્ર, કર્ણ વગેરે તમામ અંગો વડે કામ કરે છે, તેમ સૂર્યાદિ અવયવો વડે કામ કરનાર, સર્વનો અન્તરાત્મા એનાથી અલગ છે.

જે બ્રહ્મ શુદ્ધ રૂપમાં 'પરબ્રહ્મ' કહેવાય છે, તેજ બ્રહ્મ આ અવસ્થામાં—**विराट, पुरुष, विष्णु, प्रजापति** કહેવાય છે. આ પ્રકારનું વર્ણન ( ઋ૦ ૧૦-૯૦ અને યજુર્વેદના અધ્યાય ૩૧ )માં છે.



## ૫. વ્યષ્ટિસ્વરૂપનું વર્ણન—

વ્યષ્ટિ જગત્‌ના સંબંધ સાથે બ્રહ્મનું અનેક રીતે વર્ણન કરેલું છે, કેમકે વ્યષ્ટિઓ ( અલગ અલગ અગ્નિ, સૂર્ય વગેરે દૈવ પદાર્થો ) અનેક છે. એનું ઉદાહરણ—

**हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।**
**तत् त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥**

ઈશ૦ ૧૫; બૃ૦ ૫-૧૫

એટલે, સોનેરી પાત્રથી ( મારા પ્રિયતમ ) સત્યનું મુખ ઢંકાઈ ગયું છે. હે પૂષન્, તું એને ખોલી દે, જેથી હું સત્યના સ્વરૂપનું દર્શન કરી શકું.

અહિં સોનેરી પાત્રનો અભિપ્રાય સૂર્યનું જ્યોતિર્મય મંડળ કહેવાનો છે. સર્વવ્યાપી પરમાત્માનો ભક્ત ઉદય થતા સૂર્યને જોઇને એમાં પોતાના ઉપાસ્ય દેવનો મહિમા જુવે છે. તે જાણે છે કે, આ ઝરૂખાની અંદર એનો પ્રિયતમ એને જોઈ રહ્યો છે, તેથી તે પોતે પણ એના દર્શનને માટે વ્યાકુલ થઈ સૂર્યને કહે છે કે, હે પૂષન્-સૂર્ય, તારા આ સોનેરી રૂપની અંદર મારો વહાલો છુપાઈ રહ્યો છે, તું પોતાનો સોનેરી પડદો લેઈ લે, ને મને મારા વહાલાનું મુખડું જોવા દે. આ વચન જે પ્રેમને વશ થઈ કહેલું છે, તેવો પ્રેમ જો આપણી અંદર એકવાર જાગે, તો પછી સર્વવ્યાપી પ્રિયતમને જ્યાં જોઈશું ત્યાં મળીશું. આવો જ આશય જુદા જુદા દેવતાઓની ઉપાસનાનો છે.

વળી કહ્યું છે કે,

**तद् यदिदमाहुरमुं यजामुं यजेत्येकैकं देवम्-**
**एतस्यैव साविसृष्टिः, एष उह्येव सर्वे देवाः ॥**

બૃહ૦ ૪-૧-૬.

એમ જે કહેવામાં આવે છે કે, આને પૂજો, પેલાને પૂજો, આમ એક એક જુદા જુદા દેવને પૂજવાનું કહેવામાં આવે છે, તે એનીજ (બ્રહ્મનીજ) વિવિધ સૃષ્ટિ છે. તે એકજ સર્વ દેવ છે.

**एतं ह्येव बह्वृचा महत्युक्थे मीमांसते,**
**एतमग्नावध्वर्यव, एतं महाव्रते छन्दोगाः ॥**

ઐત. આ૦ ૩-૨-૩-૧૨

એટલે ઋગ્વેદીઓ એને (બ્રહ્મને) 'ઉકથ'માં વિચારે છે, યજુર્વેદીઓ એને 'અગ્નિ'માં વિચારે છે, અને સામવેદીઓ એને 'મહાવ્રત'માં વિચારે છે.

આ પ્રકારે વ્યષ્ટિ રૂપમાં એની મહિમા અનેક રૂપોમાં ગવાય છે, અને વ્યષ્ટિરૂપમાં ઘણે ભાગે જેના જેના દ્વારાએની મહિમા ગાવામાં આવે છે તે તે નામોવડે એની સ્તુતિ કરવામાં આવે છે. એજ રીતે મંત્રોમાં વ્યષ્ટિરૂપમાં જે આ અગ્નિ, વાયુ, ઇન્દ્ર, સૂર્ય આદિની ઉપાસના છે તે બ્રહ્મની જ ઉપાસના છે. વળી આ મહિમા જેમ અધિદૈવતમાં છે, તેમજ અધ્યાત્મમાં છે—

**य एषोऽक्षिणि पुरुषो दृश्यते, एष आत्मेति होवाच,**
**एतदमृतमभयमेतद् ब्रह्मेति ॥** છાંદોગ્ય=૪-૧૫-૧.

એટલે, એણે કહ્યું કે, આ જે આંખમાં પુરૂષ (બ્રહ્મ) દેખાય છે તે આત્મા છે, તે અભય છે, તે બ્રહ્મ છે. ગીતામાં બ્રહ્મનું વ્યષ્ટિરૂપમાં વર્ણન આમ છેઃ—

**यो यो यां यां तनुं भक्तः श्रद्धयाऽर्चितुमिच्छति ।**
**तस्य तस्याचला श्रद्धां तामेव विदधाम्यहम् ॥२१॥**

**स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।**
**लभते च ततः कामान् मयैव विहितान्हितान्॥२२॥**

એટલે, જે જે માણુસ જે જે વ્યષ્ટિને–સ્વરૂપને–શ્રદ્ધા ભક્તિવડે પૂજવા ઇચ્છે છે, તે તે માણુસની તે જ સ્વરૂપ પ્રતિની શ્રદ્ધાને ભગવાન્ અચલ કરે છે. ૨૧. તે માણુસ તે શ્રદ્ધાથી યુક્ત થઈ તે સ્વરૂપની આરાધના કરે છે, અને પરમાત્માએ જ વિધાન કરેલી કામનાઓ તે દેવકનેથી મેળવે છે. ૨૨.

વધારે ખુલાસા માટે વળી લખવામાં આવે છે કે, વેદ અને ઉપનિષદોમાં જે દેવતાઓનું વર્ણન છે, તે કેવળ જડમાત્રનું વર્ણન નથી, પણ એની જોડે એના અધિષ્ઠાતા, ચેતન પરમાત્માનું વર્ણન છે. જડ એનું શરીર છે ને પરમાત્મા એનો અન્તરાત્મા છે, એટલે સર્વાન્તર્યામી પરમાત્માનો મહિમા આ પ્રમાણે અનેક દેવતાઓ દ્વારા પ્રકટ કરેલો છે.

મિત્ર, વરૂણ, સૂર્ય વગેરે શબ્દો વ્યષ્ટિરૂપમાં 'અપર'–'શબલ'–બ્રહ્મના બોધક છે. શબલ બ્રહ્મ કહેવાનો અભિપ્રાય એ છે કે, આ જે કંઈ આપણી સામે છે તેમાં એ જ એક પરમ શક્તિ પરિપૂર્ણ છે, એ સર્વ એનું શરીર છે ને તે એનો અન્તરાત્મા છે.

આ જીવતા જાગતા શરીરમાં જે કંઈ પ્રકાશિત છે તે બધું આત્માને આશ્રિત છે. આંખ જુવે છે, કાન સાંભળે છે, વાણી બોલે છે, અને મન વિચારે છે, એ બધા જીવિત પુરૂષના ધર્મો આત્માના પ્રકાશથી પ્રકાશિત થઈ રહેલા છે, અને આત્મા એ જુદા જુદા ધર્મોને લેઇને જુદાં જુદાં નામ ધારણ કરે છે. આંખના ધર્મ–સંબંધ–ને લેઇને તે **द्रष्टा** કહેવાય છે, અને કાનના ધર્મને લેઇને **श्रोता** કહેવાય છે. જોકે આ બધાં નામ એકજ આત્માનાં છે, તોપણ એનો સંબંધ જુદી જુદી ઇન્દ્રિયો સાથે છે, જે દ્વારા આત્માની તે શક્તિ પ્રકાશિત થાય છે. આંખનો અધિષ્ઠાતા થઇને જ આત્મા **द्रष्टा** છે, શ્રોત્રનો અધિષ્ઠાતા થઇને તે **द्रष्टा** કહેવાતો નથી.

એ રીતે આ જીવતા જાગતા જગત્‌માં જે કંઈ પ્રકાશિત છે તે બધું તે પરમ આત્માને આશ્રિત છે—**तस्य भासा सर्वमिदं विभाति**—એના પ્રકાશને લેઇને આ સર્વ પ્રકાશિત થયેલું છે. જેને આશ્રિત અગ્નિ બળે છે તેને જ આશ્રિત સૂર્ય તપે છે, ને વિજળી ચમકે છે. આ જીવન્ત વિશ્વના ધર્મ તે પરમ આત્માના પ્રકાશવડે પ્રકાશિત થઈ રહેલા છે, અને પરમાત્મા આ ધર્મોને લેઇને જુદાં જુદાં નામ ધારણ કરે છે. સૂર્યના ધર્મને લેઇને તે **सूर्य** કહેવાય છે અને વિજળીના ધર્મને લેઇને તે **इन्द्र** કહેવાય છે. જો કે એ બધાં નામ એકજ પરમ આત્માનાં છે, તો પણ એનો સંબંધ આ વિશ્વની એક એક જુદી જુદી દિવ્ય શક્તિ સાથે છે, કે જેના દ્વારા પરમાત્માની તે શક્તિ પ્રકાશિત થાય છે. સૂર્યના અધિષ્ઠાતા તરિકે **सूर्य** જ કહેવાય છે, વિજળીના અધિષ્ઠાતા તરિકે તે **सूर्य** નથી કહેવાતો. એ પ્રમાણે વિજળીના અધિષ્ઠાતા તરિકે તે **इन्द्र** જ કહેવાય છે. આનું જ નામ 'શબલ બ્રહ્મ' છે, આનુંજ નામ **अपर ब्रह्म** છે, આનું જ નામ **इन्द्र आदि देवता** છે. તે એકજ પરમ દેવતા છે. તે અધિષ્ઠાનના ભેદને લઇને જુદાં જુદાં નામો વડે બોલાય છે, માટે જ વેદમાં કહ્યું છે કેઃ—

**योदेवानां नामधा एक एव ॥ ऋ०=१०-८२-३**

એટલે, જે કેવળ એક છે તે બધા દેવતાઓનાં નામ ધારણ કરે છે. વળી કહ્યું છે કે—

**स वरुणः सायमग्निर्भवति, स मित्रो भवति प्रातरुद्यन् ।**
**स सविता भूत्वाऽन्तरिक्षेण याति, स इन्द्रो भूत्वा तपति**
**मध्यतो दिवम् ॥** અથર્વવેદ=૧૩-૩-૧૩;

એટલે, સાંજના તે વરૂણ અને અગ્નિ કહેવાય છે, અને સવારે ઉદય થતો તે મિત્ર કહેવાય છે. તે સવિતા થઇને અન્તરિક્ષમાં ચાલે છે. તે 'ઈન્દ્ર' થઈને મધ્યે રહી 'દ્યૌ'ને તપાવે છે.

**स धाता स विधाता स वायुर्नभ उच्छ्रितम् ॥ २ ॥**

**सोऽर्यमा स वरुणः स रुद्रः स महादेवः ॥ ४ ॥**
**सो अग्निः स उसूर्यः सउ एव महायमः ॥५॥**(અથર્વ=૧૩-૪)

એટલે, તે ધાતા છે, વિધાતા (કર્મફળદાતા) છે, વાયુ છે, તે ઉંચો મેઘ છે, તે અર્યમા છે, તે વરૂણ છે, તે રૂદ્ર છે, તે મહાદેવ છે, તે અગ્નિ છે, તે સૂર્ય છે, અને તેજ મહાયમ છે.

જે કંઈ આપણી સામે છે, તે સર્વ તે એક શક્તિથી પરિપૂર્ણ છે, એ વિષયનું આ કેવું સ્પષ્ટ વર્ણન છે. આ બધું એનું શરીર છે અને તે અન્તરાત્મા છે. જેમ આત્મા જુદાં જુદાં શરીર ધારણ કરીને મનુષ્યાદિરૂપમાં ઉપસ્થિત થાય છે, તેમ પરમાત્મા સાયંકાળે વરૂણરૂપમાં ઉપસ્થિત થાય છે અને પ્રાતઃ-કાળે મિત્રરૂપમાં ઉદય થાય છે. યાસ્કમુનિએ પણ આ વિષયને કેવો સ્પષ્ટ ચર્ચ્યો છે—

**माहाभाग्याद् देवताया एक आत्मा बहुधा स्तूयते ।**
**एकस्यात्मनोऽन्ये देवाः प्रत्यंगानि भवन्ति ॥** નિરૂક્ત=૭-૪

એટલે, પરમેશ્વરનું ઐશ્વર્ય બાહુ મોટું છે. તેથી કરીને તે એકજ આત્માની એવી રીતે સ્તુતિ કરેલી છે કે, જાણે તે ઘણી રીતે હોય. એકજ દેવ છે, બીજા બધા દેવો તેજ એક આત્માનાં પ્રત્યંગ છે.

## ईश्वर एक छे—

અથર્વ વેદમાં સાફ કહ્યું છે કેઃ—

**न द्वितीयो न तृतीयश्चतुर्थो नाप्युच्यते ॥ १६ ॥**
**न पञ्चमो न षष्ठः सप्तमो नाप्युच्यते ॥ १७ ॥**
**नाष्टमो न नवमो दशमो नाप्युच्यते ॥ १८ ॥**
**स सर्वस्मै विपश्यति यच्च प्राणिति यच्चन ॥ १९ ॥**
**तमिदं निगतं सहः सएष एक एकवृदेक एव ॥ २० ॥**
**सर्वे अस्मिन् देवा एकवृतो भवन्ति ॥ २१ ॥**

**( अथर्व. १३।२ ).**

તે બીજો નથી, ત્રીજો નથી, ચોથો કહેવાતો નથી. પાંચમો નથી, છઠ્ઠો નથી, સાતમોએ કહેવાતો નથી. આઠમો નથી, નવમો નથી, દસમોએ કહેવાતો નથી. જેમાં પ્રાણ છે ને જેમાં પ્રાણ નથી, એ સર્વ ઉપર તે નજર રાખે છે. તેનામાં પ્રભુશક્તિ ભરપૂર છે, તે એક છે, એક તત્ત્વ છે, અને તે એકજ છે. સર્વે દેવતા એનામાં એક તત્ત્વ થાય છે.

ઇશ્વરની એકતા આ કરતાં વધારે સારી રીતે કેવી રીતે વર્ણવી શકાય? ઈશ્વર એક છે, બીજો નથી, એટલું કહેવું બસ હતું, તો પણ એ નિષેધનો દસ સુધી વિસ્તાર કેમ કર્યો? અભિપ્રાય એમ છે કે, એકથી માંડી દશ સુધીની સંખ્યા સ્વતંત્ર છે, બાકીની સંખ્યા એ સંખ્યાના મેળથી બનેલી છે. જો દસ સુધી નિષેધ કર્યો, તો એકના સિવાય જે કોઈ પણ સંખ્યા છે, તે બધાનો નિષેધ આવી ગયો, એટલે એકના સિવાય બીજી કોઈ પણ સંખ્યા તેને માટે વાપરી શકાય તેમ નથી. કેવળ એમ કહી શકાય કે, તે એક છે. તેથી કરીને સર્વે સંખ્યાનો નિષેધ કરીને એકતા પર ફરીને ભાર દીધો છે કે, 'તે એક છે, એકજ છે.'

એકતાની સાથે એના એક તત્ત્વ હોવાનો પણ નિર્ણય કરી દીધો છે કે, તે એકજ ચેતનતત્ત્વ છે, એકજ વિજ્ઞાનઘન છે, એનામાં કોઈ બીજા તત્ત્વનો મેળ નથી,

'હિન્દુમત ઘણા ઈશ્વરને માને છે' આ વિચાર તદન ભ્રમ-મૂલક છે. વેદમાં એકજ ઈશ્વરનો મહિમા અનેક પ્રકારે ગાયેલો છે, પણ ઇશ્વર અનેક છે, એમ કહેલું નથી. પુરાણોમાં જે અનેક દેવતા માનેલા છે, તેમને ઈશ્વર માનેલા નથી. તે પણ બીજી સૃષ્ટિની પેઠે ઈશ્વર–રચિત સૃષ્ટિ છે. જોકે દેવતાઓનો દરજ્જો મનુષ્યથી ઘણો ઉંચો છે, તો પણ મનુષ્યની પેઠે તેઓ પણ ઈશ્વરને અધીન છે. મનુષ્ય પશુઓથી ઉંચાં છતાં પણ પરમાત્માની સૃષ્ટિ છે, તેવીજ રીતે દેવતા મનુષ્યોથી ઉંચા છતાં પણ પરમાત્માની સૃષ્ટિ છે. આવો જ પુરાણોનો મત છે. આથી પરમાત્માની મહિમામાં તલપૂર પણ ઉણપ આવતી નથી, પણ અધિક વૃદ્ધિ થાય છે, કારણકે જ્યારે એમ કહેવામાં આવે કે,

મનુષ્યથી ઉંચી પણ સૃષ્ટિ છે, જેને પરમાત્માએ રચી છે, અને તે પણ પરમાત્માના ભક્ત છે. પરમાત્મા એના પણ માલિક છે, સ્રષ્ટા છે, ને સંહર્તા છે. તેથી તેત્રીસ કોટિ દેવતા માનવામાં આવે તો શું થઈ ગયું? પણ ઇશ્વરના વિષયમાં વેદનો એકતાવાદ સર્વત્ર ગાજી રહ્યો છે, તેટલા માટે એમ કહેવું એ ભૂલ છે કે, હિન્દુમતમાં અનેક ઈશ્વર માનેલા છે. ઉપનિષદ્ તો ગર્જના કરી એક જ ઇશ્વર છે એમ કહે છેઃ—

एको देवः सर्वभूतेषु गूढः
सर्वव्यापी सर्वभूतान्तरात्मा ।
कर्माध्यक्षः सर्वभूताधिवासः
साक्षी चेता केवलो निर्गुणश्च ॥

( श्वेता० ६।१२ )

તે દેવ એક છે, સર્વ ભૂતોમાં છુપો રહેલો છે, સર્વમાં વ્યાપી રહેલ છે, સર્વ ભૂતોનો અન્તરાત્મા છે. કર્મોનો અધિષ્ઠાતા છે, સર્વ ભૂતોનો આધાર છે, સાક્ષી છે, ચેતન છે, કેવળ=શુદ્ધ, એકતત્ત્વ છે અને નિર્ગુણ છે.

આટલા લેખ ઉપરથી સ્પષ્ટ થયું કે, એક પર બ્રહ્મ છે, ને તેનાં જુદાં જુદાં નામ અધિષ્ઠાનના ભેદને લીધે અને જુદા જુદા ધર્મને લીધે પડેલાં છે. ભિન્ન ભિન્ન શક્તિ બતાવવાને ભિન્ન ભિન્ન વ્યષ્ટિરૂપમાં વર્ણન કરેલું છે, તેથી અનેક ભિન્ન ભિન્ન ઈશ્વરો છે, એમ કદાપિ સમજવું નહિ. એ દેવતાઓ જેનો મહિમા આશ્ચર્ય ઉત્પન્ન કરે છે, તે બધા દેવતા એ બ્રહ્મના મહિમાને લીધે મહિમાવાળા છે. અગ્નિ એના વિના અનગ્નિ છે અને વાયુ એના વિના અવાયુ છે. જો આ લેખ ધ્યાનથી વાંચી સમજવાને યત્ન કરવામાં આવશે, તો ઘણી ગુંચવાળી બાબતોનું સારી રીતે સમાધાન થશે.

सा मा सत्योक्तिः परिपातु विश्वतः ॥

( ઋ. ૧૦-૩૭-૨ )

સંપૂર્ણ.

